આ ચોપડીનો સઘળો નફો સુરતમાં મુસ્લીમ વિદ્યાર્થીઓ માટે કાયમ કરવામાં આવનાર દારૂલ અકામા (બોરડીંગ) ને આપવામાં આવશે.

# વ્યાજ અને ઇસ્લામ.

મોહંમદ અલી એમ. એ., એલ. એલ. બી.,

ના વ્યાજ નામના અંગ્રેજી તથા ઉર્દૂ લેખનો તરજુમો.

જેમાં

વ્યાજની મનાઇની ફિલસુફી, અને તેના વાજબીપણાનાં સિદ્ધાંતો બતાવવામાં આવ્યાં છે.

આવૃત્તિ ૧ લી. નકલ ૧૦૦૦.

સને ૧૯૧૬

કીંમત ૦-૪-૦ ટપાલ ખર્ચ ૦-૦-૬

મળવાનું ઠેકાણું

હકીમ અહમદ સઇદ બિન મૌલવી મહમૂદ,

દેશી દવાખાનું, કણપીઠ બજાર, સુરત.

# તમ્હીદ.

એ ચોપાન્યું પ્રગટ કરવાનો હેતુ લોકોને ઇસ્લામના હુકમોની ફિલસુફી સમજાવવાનો છે. એ લેખ ઉર્દૂ અને અંગ્રેજી ઝબાનોમાં ૧૯૦૬ માં લાહોર ખાતે છપાયો હતો. તેથી એમાં જે આંકડા ટાંકી બતાવવામાં આવ્યા છે તે જૂના છે. તરજુમામાં કેટલીક ઓછી અગત્યની બાબતો કહાડી નાખવામાં આવી છે; અને કેટલીક જગ્યાએ થોડોક ફેરફાર કરવામાં આવ્યો છે. ઇસ્લામે વ્યાજ માત્રને—થોડા તેમજ વધારે દરના વ્યાજને—હરામ ઠરાવ્યું છે, અને એના હરામપણાનો ઇન્કાર કરનારને કાફેર કહ્યું છે. એજ કારણ છે કે ઇસ્લામી દુન્યામાં વ્યાજના લેનારને નાપસંદ કરવામાં આવે છે, અને આમ મુસલમાનો એનાથી બચતા રહે છે. પણ હમારા નબી હજરત મોહંમદ (સ૦)ની પેશીન્ગોઈ ખરી પડવા લાગી છે કે " લોકોની ઉપર એક એવો જમાનો આવનાર છે કે જેમાં કોઈ વ્યાજ ખાવા વગર રહેશે નહિ. અને કોઈ વ્યાજ નહિ ખાશે તો તેને તેનો ધુમાડો ( એટલે તેની અસર ) પણ પહોંચશે. આ તે જમાનો છે. એવી ઉમેદ રાખવામાં આવે છે કે એ લેખ દરેક વર્ગના સુદખોરો અને વ્યાજે નાણાં લેનારાઓને તેઓના વાંધાનો સંતોષકારક જવાબ દેશે.

પ્રગટ કર્તા તરફથી બીજી કેટલીક ચોપડીઓ બહાર પાડવામાં આવશે જેઓનો સઘળો નફો સુરતમાં મુસ્લિમ વિદ્યાર્થિઓ માટે કાયમ કરવામાં આવનાર દારૂલ ઇલ્માને આપવામાં આવશે.

**મીરઝા ઇબ્રાહીમ મીરઝા અહમદ,**

૪૧, તુરકી મોહલ્લા, **સુરત.**

તા૦ ૯ મી જમાદીઉલ આખેર, સને ૧૩૩૪ હિજરી.

# વ્યાજ અને ઇસ્લામ.

ખ્રિસ્તી લોકોની વિચિત્ર વ્યાખ્યાઓનું અમે પૂર્વના લોકોના માટે સમજવું પણ મુસ્કેલ છે. અંગ્રેજી ભાષામાં આજકાલ વ્યાજના સંબંધમાં બે જુદા જુદા શબ્દો વપરાય છે, જેઓને અર્થે ભેદની નજરથી અનુક્રમે "ગેરવાજબી" એટલે ભારે વધારે દરનું વ્યાજ, અને "વાજબી" એટલે હલકા કે ઓછા દરનું વ્યાજ એવાં જુદાં જુદાં નામો આપવાં પડે છે. પણ એ બન્નેમાં ખાસ તફાવત માત્ર વ્યાજના દરનાં વધતા ઓછા પ્રમાણનો છે. આ તફાવત હાલના સમયનો છે, અને અસલના જમાનામાં એનો કોઈ પત્તો મળતો નથી. પુરાના કાળથી ઓછા કે વધતા બન્ને પ્રકારના વ્યાજને માટે એકજ શબ્દનો વપરાસ ચાલતો આવ્યો છે, જેનો અર્થ એવો નફો કે વધારો સમજવામાં આવે છે, જે રોકડ નાણાના ઉપયોગના બદલામાં આપવામાં આવે, અથવા ચુકવવાની શરત કરવામાં આવે; અને આ અર્થોમાં એથી તેજ મતલબ થતી હતી જે હવે હલકા દરના વ્યાજથી થાય છે; પણ બન્નેમાં ફેર માત્ર એટલોજ છે કે જ્યાં વ્યાજનો ભારે દર વ્યાજના તે જૂના અર્થોમાં દાખલ હતો, ત્યાં હવે હલકા દરના વ્યાજમાં એવું નથી. પણ હાલના સમયમાં ગેરવાજબી વ્યાજ એ શબ્દ માત્ર વ્યાજની તે જાતો સાથે મખ્સુસ કરી દેવામાં આવ્યો છે જેઓનો દર ઘણો ભારે હોય, અથવા જે ભારે વ્યાજ ગરજાઉ અને ઉડાઉ લોકો પાસેથી લેવામાં આવે; અને જે વ્યાજ સાધારણ રીતે લેવામાં આવે તેના માટે એક નવી વ્યાખ્યા જોડી કહાડીને તેનું નામ વાજબી વ્યાજ રાખવામાં આવ્યું છે. આ ખોટો ભેદ જે અસલના ખ્રિસ્તીઓ જાણતા ન હતા તે હાલના એ લોકોની દુન્યાપરસ્તી અને વ્યાજના સવાલ પ્રત્યેની વિચિત્ર વલણને લીધે ઉત્પન્ન થયો છે; કેમકે એ ધર્મની માણસ જાત પ્રત્યેની દીલસોઝી અને ભાતૃભાવના દાવા વ્યાજને કાયદા પૂર્વક ઠરાવી શકતા ન હતા, અને એટલા માટે ઘણા કાળ સુધી, એટલે યુરોપના મધ્ય કાળની આખરી સુધી વ્યાજની છુટ ન હતી, એટલુંજ નહિ પણ ખ્રિસ્તી ધર્મ ગુરૂઓ એને તિરસ્કારની નજરથી જોતા હતા. વ્યાજની આ સદંતર મનાઈનું પરીણામ એ આવ્યું કે ખ્રિસ્તીઓમાં યહુદીઓ નાણા ધીરનારા તરીકે એક મોટી કોમ થઈ પડી. જો કે ખ્રિસ્તી ધર્મ ભાતૃભાવ ફેલાવવાના મોટા મોટા દાવા

કરે છે, છતાં પણ એક ખ્રિસ્તી પોતાના સ્વધર્મી ભાઇને પણ કરજે હસનહ (વગર વ્યાજનું કરજ) આપી શકતો ન હતો. એ મુજબ વ્યાજ પ્રત્યેની તિરસ્કારની લાગણીથી ખ્રિસ્તીઓને કશો લાભ થયો નહિ, જો કે તેઓને એવો ધર્મ ઉપદેશ હતો કે "જે તારાથી કરજ માગે તેનાથી મોઢું ફેરવ નહિ". ધાર્મિક અને નીતિની નજરે એનાથી કોઇ ફાયદો થયો નહિ, કેમકે માણસજાત પ્રત્યે હમદરદીના ખ્યાલને બદલે એનાથી સાંકડો વિચાર ઉત્પન્ન થયો. પણ યહુદીઓની દોલત જોઇને જે દુન્યાનો લોભ ખ્રિસ્તીઓને વધ્યો તેની સામે પાદરીઓની વ્યાજ વિશેની વિરૂદ્ધતાને દાદ મળી નહિ; જો કે યહુદીઓને તો એનો બદલો ફક્ત જુલ્મ, મુસીબત, દેશપાર અને કતલથીજ આપવામાં આવતો હતો. ઇસ્વી સન ૧૨૯૦માં યહુદીઓને ઘણી બેરહમીથી ઇંગ્લાંડથી હાંકી કહાડવામાં આવ્યા; અને તેઓની જગ્યા ખ્રિસ્તી દોલતમંદોએ વ્યાજે નાણા ધીરવાનું શરૂ કર્યું. પરંતુ એમ છતાં, કેટલાક સમય સુધી વ્યાજ પ્રત્યેની તિરસ્કારની લાગણી જરાએ નરમ પડી નહિ, કેમ કે ઇંગ્લીસ્તાનનો પ્રખ્યાત નાટકકાર શેકસ્પીયરના ગ્રંથમાં "મરચંટ ઓફ વેનીસ" ના પાઠમાં જે છબી શાઇલોક નામના યહુદી વ્યાજખોરની ખેંચવામાં આવી છે તે વ્યાજખોરીનો ભયંકર ખરાબીઓનો પુરો આયનો દેખાડે છે. જોકે ખ્રિસ્તીઓમાં વ્યાજ લેવાનો વહેવાર તેજ સમયથી ચાલુ થયો, પણ તે ખાનગીમાં ચાલતો, એટલે ખ્રિસ્તી લોકો ખુલ્લી રીતે વ્યાજ લઇ શકતા ન હતા; તેમજ વ્યાજને માટે અદાલતોમાં પગલાં ભરી શકતાં ન હતાં. અને કાયદાએ વ્યાજખોરી માટે હાલના સમયની પેઠે વધારે અને ઓછા વ્યાજની વ્યાખ્યાઓ કાયમ કરી ન હતી, પણ એવા વિચિત્ર સાધનોથી એને મંજૂર રાખ્યો હતો, કે જે કરજદારના હકમાં યહુદીઓના વધારે વ્યાજ લેવાના મુકાબલામાં ઘણું કરીને વધારે નુકસાનકારક નીવડતા હતા; જેમકે મી. રોસ પોતાના "સ્કોટલેન્ડના કાયદા ઉપરના ભાષણો"માં જણાવેછે કે "ન્યાયાધિશો નાણા ઉપરના વ્યાજ અપાવી શકતા નહિ; કેમકે એ કામ કાયદા વિરૂદ્ધ, નૈતિક બદી અને કરજદારના હકમાં જુલમ તરીકે ગણાતું હતું; પણ નુકસાનીના ખ્યાલથી અને દેણદારના નાણા ચુકવવામાં નિષ્ફળ જવાથી તેઓ નિર્દયપણે કરજના નાણા કરતાં બમણી રકમનું હુકમનામું કરી આપતા" (જુઓ ઇન્સાઇકલોપીડીઆ બ્રીટાનીકા).

જો ખ્રિસ્તી ધર્મના આગલા ઇતિહાસનું સંભાળ પુર્વક અવલોકન કરવામાં આવે તો જણાશે કે જ્યાં એ ધર્મ કોઇ ખરાબીને દુર કરવામાં નિષ્ફળ

ગયો છે ત્યાં એણે થોડા અને ઘણા, અંતિમ અને મધ્યમ એવા સ્વરૂપો વચ્ચે ખોટો ભેદ સ્થાપીને તેને મંજુરી આપી છે. પણ એવી રીતે બહાલી આપીને કદી પણ કોઈ ખરાબીને દૂર કરવામાં એને ફતેહ મળી નથી. ખ્રિસ્તી ધર્મ અથવા એમ કહો કે ખ્રિસ્તી દુન્યા મધ્યમ શરાબખોરી અને હદ ઉપરાંત શરાબખોરીની વચ્ચે, અને નાની રકમ અને મોટી રકમના જુગાર વચ્ચે, અને એજ મુજબ ઓછા અને વધારે દરના વ્યાજ વચ્ચે ભેદ બતાવે છે. જો આવી રીતના અંતર ભેદથી પ્હેલી બે બાબતોમાં લાભ થયો હોય તો એવી ઉમેદ રાખી શકાય કે બીજી બાબતમાં પણ ફાયદો થાય. પણ વસ્તુસ્થીતિ જોતાં જણાય છે કે થોડી શરાબખોરીથી વધારે શરાબ ખોરીની ટેવ પડે છે, અને નાની નાની રકમોથી જુગાર રમતાં મોટી મોટી રકમોના જુગાર રમવાની આદત પડે છે. કેમકે દરેક વસ્તુની શરૂઆત હમેશા નાની કે અલ્પ હોય છે. ફરી જેમ તે બદી હશે તો બદીમાં માણસ આગળ વધતો જશે, અને નેકી હશે તો તે નેકીમાં ઉન્નતિ કરતો જશે. માણસ જાત તરક્કીના માટે પેદા થયો છે. તે એક બિંદુ કે સ્થાને થોભી શકતો નથી. એજ કારણ છે કે આ બંને ખરાબીઓ, એટલે શરાબખોરી અને જુગાર ખ્રિસ્તી મુલ્કોમાં ભયંકર સ્વરૂપોમાં ફેલાવો પામી છે. શું આ બે વાતોનો કદી કોઈ ખ્રિસ્તીના મનમાં વિચાર નહી આવ્યો? ખરૂં તો એ છે કે એ બન્ને એવી બદીઓ છે જેઓને જડ મુળથીજ દૂર કરવી જોઇએ: પણ જો માત્ર ડાળીઓ કાપી નાખવામાં આવે તો પરીણામ એ આવશે કે તે ડાલીઓ એથી પણ વધારે નીકળશે, અને ખરાબી પહેલાં કરતાં પણ વધારે જોર પકડશે. વસ્તુસ્થીતિ આ હકીકતનો પુરાવો આપે છે. અને સઘળા ખ્રિસ્તી દેશોમાં શરાબખોરી અને જુગારનું જે જોર છે તેનું કારણ માત્ર એટલુંજ છે કે મધ્યમ માર્ગે શરાબ પીવાની અને નાની નાની રકમોથી જુગાર રમવાની છુટ રાખવામાં આવી છે; એટલુંજ નહિં પણ પશ્ચિમના દેશોમાં એઓને સમાજની જરૂરી બાબતો તરીકે ગણવામાં આવી છે. વાજબી અને ગેરવાજબી વ્યાજખોરી એ એકજ પ્રકારની ખરાબીના બે સ્વરૂપો છે. બનવાજોગ છે કે એક સ્વરૂપમાં એનાથી થોડી ખરાબી ઉત્પન્ન થાય, અને બીજા સ્વરૂપમાં વધારે; પણ આખરે તે બંને બદી તો છેજ. જે ખરાબીઓ ગેરવાજબી વ્યાજ એટલે વધારે દરના વ્યાજ લેવાથી ઘણી વધારે થાય છે, તે હલકા દરના વ્યાજને કાયદાપૂર્વક રીતે બહાલ રાખવાથી પણ જરૂર ઉત્પન્ન થશે, જો કે કેટલેક દરજ્જે ઓછી. પણ જે મોટું નુકસાન એનાથી થાય છે તે એ છે કે કોઈ એવો ફેર બનવાજોગજ નથી, અને વ્હેવારૂ રીતે રાખી શકાતો પણ નથી.

જ્યારે એક વખતે બારણું ખુલી ગયું ત્યારે વ્યાજના દરની એવી કોઈ હદ બાંધી શકાતી નથી, જેને અનુસરીને વ્યાજ લેવામાં આવે; તેમજ નાણા ધીરવા માટે કોઈ સંજોગો પણ નક્કી થઈ શકતા નથી.

વધારે વ્યાજ લેવાને હમણા પણ નૈતિક ખરાબી એટલા માટે ગણવામાં આવે છે કે એમાં બેરહમી, સખ્તાઈ અને તબાહી સમાયલી છે. પણ જે વ્યાજ વાજબી ગણવામાં આવે છે તેના ટેકામાં એવી દલીલ રજુ કરવામાં આવે છે કે એ ભારે વ્યાજથી ઉલટા પ્રકારનું છે અને હાલના સમયના વેપારી જરૂરતોમાંથી છે. એવો મુદ્દો રજુ કરવામાં આવે છે કે આગલા અને મધ્ય કાળમાં નાણાં મોહતાજીને લીધે કરજે લેવામાં આવતું હતું, અને કરજ વાળવાની ઉમીદ ખાતરી પુર્વક નહિ રખાતી હોવાથી નાણાં ધીરનારા તે લોકો પાસેથી, જેઓ દયાને પાત્ર હતા, ભારે વ્યાજ લેતા હતા. પણ હવે એવી સ્થીતિ નથી, અને નાણા ઘણું કરીને વેપારી કારોબાર માટે કરજ લેવામાં આવે છે; અને જે વ્યાજ તેની ઉપર લેવામાં આવે છે, તે વેપારના નફાનો એક ભાગ તરીકે સમજી શકાય છે. હવે જો એ ખરૂં પણ હોય કે આજ કાલ વ્યાજુ નાણાની આપલે બીજા કોઈ કામને બદલે મોટા પ્રમાણમાં વેપારી કારોબાર માટે થાય છે, જો કે કમતીમાં કમતી હિંદુસ્થાનની બાબતમાં તો એ પણ ઠીક નથી, છતાં કોઈ પણ પુરાવાથી એ સિદ્ધ થઈ શકતું નથી કે જે સંજોગોને લીધે વધારે વ્યાજથી મુસીબત વેઠવી પડતી હતી તે સંજોગો હવે રહ્યા નથી. દુન્યામાં હમણા પણ એવા કંગાલો મોટી સંખ્યામાં છે જેઓને વગર વ્યાજે નાણાની મદદ નહિ મળે તો તેઓને ગમે તેટલા ટકાથી કરજ લેવું પડશે; અને જ્યારે એક વખતે આવું કરજ લીધું તો પછી મુસ્કેલથી એવો કોઈ સંજોગો બનશે, બલકે લગભગ અશકય થઈ પડશે, કે તેઓ નાણા ધીરનારના પંજામાંથી છુટકારો મેળવી શકે. ઉડાઉ લોકો હજુ પણ દુન્યામાં મોજુદ છે, બલકે તેઓની સંખ્યા ઘણી વધારે થઈ પડી છે, જેઓ ગમે તેટલા ભારે વ્યાજે પણ, જ્યાં સુધી તેઓને આવા નાણા ધીરનારા શાહુકારો મળી શકે છે, નાણા લેવાને અચકાતા નથી; જોકે આવી કરજદારીનું પરીણામ, જેમકે ખુલ્લી રીતે માલમ પડી શકે છે, છેવટે ખરેખર તબાહી થયા કરે છે. જે વ્યાજ વેપારના કારોબર માટે ધીરવામાં આવેલા નાણા ઉપર લેવામાં આવે છે, તે ગમે તેટલો નુકસાન રહિત અને અગત્યનું જણાય, છતાં પણ, એમાં શક નથી કે જ્યાંસુધી કોઈપણ પ્રકારના વ્યાજને પણ જાએઝ રાખવામાં આવશે ત્યાંસુધી વ્યાજ ખોરીની ખરાબી સમાજમાંથી દુર થવા પામશે નહિં. અને નૈતિક

ખરાબીનો ધબ્બો તે કાયદા ઉપર લાગશે જે થોડું વ્યાજ લેવાને કાયદા પૂર્વક કે વાજબી ઠેરવે. વધારે વ્યાજ લેવાને ખરાબ કહેવું અને થોડું વ્યાજ લેવાને વાજબી લેખવું એ મોઢેથી એક ખરાબીની નિંદા કરવી અને વ્હેવારૂ રીતે તેનો ફેલાવો કરવા માટે માર્ગ ખોલવા જેવું છે. કોઇપણ ચોક્કસ નિયમ બાંધી શકાતો નથી જેના આધારે એવા કરજમાં જે વેપારની જરૂરતો માટે લેવામાં આવે, અને એ નાણામાં જે જરૂરતને લીધે અથવા ઉડાઉપણા માટે કરજે લેવામાં આવે, અંતરભેદ થઈ શકે; અને જ્યારે છેલ્લી બાબતમાં વ્યાજને લીધે ખરાબીનું ઉપજવું માનવામાં આવે છે ત્યારે જાણે ખુલ્લી રીતે વ્યાજની છુટના નિયમોની ખરાબીનો સ્વીકાર કરવામાં આવે છે. વળી એ ઉપરાંત એ હકીકત સમજમાં આવતી નથી કે, કેવી રીતે એક પ્રકારના વ્યાજને નૈતિક ખરાબી કહેવામાં આવે છે, અને બીજી જાતના વ્યાજને જરૂરી અને જાએઝ ઠેરવવામાં આવે છે, જ્યારે બન્નેની મૂળ મતલબ એક સરખીજ છે. એ કેવી રીતે સમજમાં આવે કે એક માણસનું કૃત્ય, જે સેંકડે દસ ટકા વ્યાજ લે છે, જાએઝ છે એટલે નીતિની નજરે દુરસ્ત છે, અને બીજા માણસનું કામ જે સેંકડે વીસ ટકા વ્યાજ લે છે, નાજાએઝ એટલે નૈતિક ખરાબી છે. જો ખ્રિસ્તી કોમોની ઉન્નતિની એજ ગતિ રહી કે આજે થોડી શરાબખોરી જાએઝ થઈ ગઈ, કાલે થોડો જુગાર ત્રીજે દિવસે થોડું વ્યાજ ખાવું, ચોથે દિવસે થોડી બદકારી, તો તે દીવસ પણ આવી લાગશે જે દરેક પ્રકારની બુરાઇને થોડી થોડી બહાલ રાખીને તેના વધારેપણાને પણ જાએઝ ઠેરવશે; કેમકે જેટલા ભુંડાં કામો હતાં એ સઘળાંને તો ચોક્કસ હદ સુધી જાએઝ ઠેરવવામાં આવ્યાં છે; બાકીની બદીઓ ખુદ એઓથી પેદા થઈ જશે.

જે પુરાવાના આધારે ખ્રિસ્તી દેશોએ વ્યાજને કાયદા પુર્વક ઠેરવ્યું છે તે એ છે કે ધર્મ કોઈ માણસના એવા હકોમાં કોઇપણ પ્રકારે હાથ નાખી શકતો નથી જે તેને પોતાના નાણા વ્યાજે ફેરવીને પોતાની દોલત વધારવા માટે મળેલા છે, અને એ કે ખ્રિસ્તી ધર્મે જે મનાઈ કરી છે તે મધ્યમ કે સાધારણ પ્રકારના વ્યાજના સંબંધમાં નહિ, પણ એવા ભારે દરના વ્યાજ માટે કરી છે જે કરજદારની ખરેખર તબાહી આણે છે. એજ મુજબ, જેમકે મેં હમણાજ જણાવ્યું છે, ખ્રિસ્તી દેશોએ બીજી ઘણી ખરાબીઓને કાયદા પુર્વક જાએઝ ઠરાવી દીધી છે; દાખલા તરીકે, કહેવામાં આવેછે કે કદી કદી થોડી શરાબ પી લેવું કાંઈ નુકસાન કરતું નથી, બલકે મહેનત મજુરીથી થાકેલા માણસ માટે પૌષ્ટિક દવા તરીકેની ગરજ સારે છે; અને જુગાર

(જેમકે બીલ્યર્ડ વિગેરે) પણ જો કદી કદી અને નાની નાની રકમોની શરતોથી રમવામાં આવે તો તે કાંઈ નુકશાન કરતું નથી, બલકે માન્સિક અને શારીરિક મહેનત પછી રાહત પહોંચાડે છે. બરોબર એજ એ સિદ્ધાંતોને અનુસરીને વ્યાજની છુટ માટે દાખલો રજુ કરવામાં આવે છે; કેમકે એવું કહેવામાં આવેછે કે મધ્યમ દરના વ્યાજથી તેવી ખરાબીઓ ઉપજતી નથી જે ભારે દરના વ્યાજ કે જે મના છે તેનાથી ઉપજે છે; બલકે એનાથી કરકસર કરવાની ટેવ પડે છે. આ ઉપરથી સાબિત થાય છે કે ખ્રિસ્તી ધર્મ એક ખરા ધર્મ તરીકે ફરજ બજાવતો નથી, અને એ એના લાયેક નથી. એનો કાબુ કે લાગવગ ખ્રિસ્તી દુન્યાની ઉપર ઘણો નબળો છે. શું દુન્યામાં ફકત શરાબ એજ એક પૌષ્ટિક દવા છે? શું માત્ર જુગાર એજ એકલી રાહત રહી ગઈ છે? અને શું એકલું વ્યાજે નાણા ફેરવવું એજ એક કરકસરની ટેવ પાડનારૂં સાધન છે? નહિ, પણ બીજા પણ ઘણા માર્ગો છે જેઓથી એજ હેતુઓ પાર પડી શકે છે. એ તો ખરા ધર્મનું કામ છે કે તે એક બાજુએ માણસોને એવા રસ્તાઓથી બચાવે જેઓની ઉપર ચાલવાથી તેઓ આખરે તબાહ થાય, અથવા તેઓની નીતિની અને આત્માની ખરાબી થાય; બીજી તરફ એવા માર્ગો દખાડે જેઓની ઉપર ચાલવાથી આ દુન્યામાં પણ તેઓ આબાદ અને ઇકબાલમંદ થાય, અને સાથેજ તેઓની અખ્લાકી અને રૂહાની હાલત સારી સ્થીતિ ઉપર રહે. પણ એમ કહેવું કે મઝહબને એવું ન જોઇએ કે તે કોઈ માણસને એવા સાધનો હાથ ધરતાં અટકાવે જેઓથી તેને તરતજ કોઈ ખુશી અથવા ફાયદો પહોંચી શકતો હોય, ફરી ભલે તેઓનાં પરીણામ ગમે તેવાં નુકશાન અને હલાક કરનાર કેમ ન હોય, એ જાણે બદકારીઓનો રસ્તો તેઓનાં માટે ખુલ્લો મુકવા જેવું છે. હું ફરી કહું છું કે ધર્મનો એ ઉદ્દેશજ નથી કે તે દરેક હાથ ધરી શકાય એવા સાધનોથી દુન્યાનાજ ફાયદા પહોંચાડે, ફરી ભલે નીતિ અને આત્મા ઉપર તેની ગમે તેવી ભુંડી અસર થવા પામે, પણ ધર્મની ફરજ એ છે કે, અખ્લાકી અને રૂહાની તરક્કીને તેની ટોંચે પહોંચાડે, અને આ નૈતિક અને આત્મિક ઉન્નતિમાં કોઈ વસ્તુ તેની આડે આવે નહિ, ફરી ભલે દુન્યાના સ્વાર્થોને કાંઇકિ નુકસાન પણ થાય; કેમકે જો ધર્મની મૂળ મતલબ માણુસ મતની અખ્લાકી અને રૂહાની હાલતને સંપૂર્ણતાના દરજ્જે પહોંચાવવાની છે, તો અલબત્તા દુન્યાના લાભો ઉપર નીતિના કાયદાને મુકદ્દમ રાખવો પડશે, જ્યાં એમાંના પ્રથમ (દુન્યાવી લાભો) બીજાને (દીની કાયદાને) હરકત કરતા હોય.

આ વિષયને વધારે સ્પષ્ટ કરવા માટે હું એનો વિશેષ ખુલાસો કરૂં છું. માણુસના માથે બે પ્રકારની ફરજો છે, એક ખુદા તઆલાના સંબંધમાં, અને બીજી માણુસોના સંબંધમાં; અને ધર્મનું એ કામ છે કે તેણે માણુસને આ બંને પ્રકારની ફરજો બજાવવાને ખરા મારગે દોરવવો. માણુસની દરેક ગરજમાં આ બંને ફરજો નજરમાં રહેવી જોઇએ. માણુસ જાત પ્રત્યેની ફરજોને માટે અથવા એમ કહો કે સમાજની ઉન્નતિ માટે દુન્યાના લાભોના કેટલાક હકો માણુસે જતા કરવા જોઇશે. એજ નિયમોના આધારે ભારે વ્યાજને ખરાબ કહેવામાં આવે છે, અને એજ ધોરણો ઉપર સાધારણ વ્યાજ ખાવાનું પણ મુકી દેવું જોઇએ. જ્યારે કોઈ માણુસ કોઈ ગરજવાનને કરજ આપે છે, અને તેને પોતાની મૂળ રકમ પાછી મળવાની પુરી ઉમીદ રહેતી નથી ત્યારે, જાહેર રીતે, તે પોતાના નાણાને એવા માણુસના મુકાબલામાં વધારે જોખમમાં નાંખે છે, જે વેપારી કામકાજના માટે કોઇને નાણા ધીરે છે: કેમકે એવા માણુસને વેપારની જણસોમાંથી પોતાના નાણા વસુલ કરવાની ઉમીદ તો હોય છે. યુરોપ અને અમેરીકાના લોકોના નૈતિક ઉપદેશ મુજબ જે માણુસ નુકસાનીના વધારે જોખમમાં પડે તે વધારે દરનું વ્યાજ લેવાનો હક ધરાવે છે, અને ખરૂં જોતાં વેપારી કારોબારમાં એમજ થતું રહે છે, જ્યાં ઓછા વધતા દર લેવાનું નાણા લેનારની આંટ કે શાખ ઉપર રહે છે. એટલા માટે જો વ્યાજના વાજબીપણાના સિદ્ધાંતને ખરો સમજવામાં આવે તો ભારે દરનું વ્યાજ જેને ગેરકાયદાપુર્વક વ્યાજના નામથી ઓળખવામાં આવે છે તે કોઇ પણ સંજોગોમાં ટીકા કે દોષને પાત્ર થઈ શકતું નથી. પણ ધાર્મિક નીતિના આધારે આ સવાલનો સ્વરૂપજ જુદો છે, એવી શરતે કે દુન્યાપરસ્તોના નીતિશૌસ્ત્રનો રંગ એની ઉપર ચઢાવવામાં નહિ આવે. ધર્મ આપણુને એવું શીખવે છે કે જો આપણો ભાઈ હાજતમંદ હોય અને આપણે તેને સહાય કરી શકતા હોઇએ તો એવા સંજોગોમાં તેને મદદ આપવી આપણી ફરજ છે. તે એટલુંજ શિક્ષણ આપતું નથી કે આવી હાલતમાં આપણે વગર વ્યાજે કરજ આપવું જોઇએ, બલકે આપણુને સખાવત તરફ પણ બોલાવે છે. એમાં શક નથી કે જ્યારે આપણો ભાઈ હાજતમંદ હોય તો એ ઘણી સારી તક છે કે વધારેમાં વધારે દરના વ્યાજે જે તે આપવાને તૈયાર હોય, તેને નાણા ધીરીને આપણે આપણી દોલત વધારીએ, પણ એજ તે સમ્ય છે કે હમદરદીને વ્હેવારૂ રીતે દેખાડવી જોઇએ. કોઈ પણ પ્રકારની નુકશાની વેઠયા વગર તો આપણે હમદરદીનું કામ પણ કરી શકતા નથી. માટે જો સઘળા કામોમાં આપણો ઉદ્દેશ દુન્યાનો લાભજ મેળવવાનો હોય તો

આપણા જાતિભાઇઓ પ્રત્યેની દીલસોજની લાગણી ઘણી જલદી નાબુદ થઇ જશે, જોકે આ નેકીના સદ્ગુણને વ્હેવારમાં લાવવો એ ધર્મની રૂએ એક મોટી અગત્યની ફરજ છે.

ખ્રિસ્તી દેશોનું વ્યાજ ખાવાને કાયદા પૂર્વક એટલે જાએઝ ઠરાવવું એ આ વાતને સિદ્ધ કરે છે કે, ખ્રિસ્તી ધર્મે માણુસ જાત પ્રત્યે સમાજના પ્રત્યેક માણુસની જે ફરજો છે તેઓની હકીકતને સમજી જ નથી, અથવા ઘણુંજ ઝલીલ થઇને પોતાના માનનારાઓના દુન્યાની મતલબોને તાબે થઇ છે. જે ધર્મ શરૂઆતમાં માણુસજાત પ્રત્યે એક બીજાની ફરજો અને ભાતૃ ભાવના ખ્યાલ ધરાવતો હતો તેના માટે આવો માર્ગ અખત્યાર કરવો ખરેજ ઘણું વિચિત્ર છે. કાંતો ખ્રિસ્ત અલયહિસ્સલામના સમયના મુકાબલામાં હવે ખુદાની બાદશાહત મેળવવી વધારે સહેલું થઇ ગયું છે, અથવા ખ્રિસ્તીઓ હવે ખુદાની બાદશાહત સિવાય કોઇ બીજી બાદશાહતની શોધ કરી રહ્યા છે. ગુરૂ (ખ્રિસ્ત અ૦)એ ખુલ્લા શબ્દોમાં કહ્યું હતું કે "તમારામાંથી ગમે તે કોઇ પોતાની પાસે જે કાંઇ (દોલત) હોય તેથી અલગ ન થાય તે મારો શાગિર્દ (ચેલો) થઇ શકતો નથી" (લોકા; અધ્યાય ૧૪, ૩૩), પણ હાલમાં એવા લોકો તેમના ચેલા થવાનો દાવો કરે છે જેઓ પોતાને તક મલતાં પોતાના ભાઇઓનું સઘળુ લઇ લેવામાં આના કાની કરતા નથી. ગુરૂના શિક્ષણ મુજબ એ અગત્યનું હતું કે દોલત મંદ માણસો પોતાની સઘળી માલ મિલકત વેચીને જે કીમત મળે તે ગરીબોને વ્હેંચી આપે, જેથી તેઓ આસ્માની બાદશાહતમાં દાખલ થવાને લાયક થઇ જાય; પણ તેમના વીસમી સદીના ચેલાઓ એક બાજુએ તો પોતાના અર્થશાસ્ત્રના નિયમોથી તેમના ફરમાવેલા હુકમોને રદ કરી ઠોકર મારે છે, અને બીજી તરફ તે બાદશાહતમાં જવાનો માર્ગ માત્ર એ ઠેરવે છે કે દરેક હાથ ધરી શકાય તેવા સાધનોથી પોતાની સંપત્તિમાં વધારો કરવો, ફરી ભલે તેનાથી સમાજ ઉપર ગમે તેટલી સખ્તી અને બરબાદી આવી પડે. તે ધર્મની હાલત બહુ અફસોસને લાયક છે જેનો બાની (સ્થાપક) તેમના પોતાના શિક્ષણ મુજબ એક બાજુ હદથી વધારે વધી ગયા હોય, અને તેમના ચેલાઓ બીજી તરફ હદ ઓળંગી ગયા હોય.

ઇસ્લામ અને મુસલમાનો માટે સઘળી બાબતોમાં મધ્યમ માર્ગનો ઉત્તમ નિયમ નિર્માણ થયેલો હતો. આ ખરા અને મોટા ધર્મ ઇસ્લામે ન તો હદથી વધીને કોઇને એવા હકોથી અટકાવ્યો છે જે તેઓને પોતાની માલ

મિલ્કતના સંબંધમાં મળેલા છે, બલકે દરેક માણસને તેની મહેનત અને કમાઇના માલેક ઠરાવ્યો છે; અને ન તો ખુદગરજીની સઘળી મતલબો પૂરી કરવા અને પોતાની સંપત્તિ વધારવાના બધાજ સાધનોને જાએઝ ઠેરવ્યા છે. બનવાજોગ છે કે કેટલીક વખતે કોઇના દુન્યવી ફાયદાનું છેવટનું પરીણામ તેને પોતાને અથવા સમાજને નુકશાન કરતું હોય, અથવા તેનાથી કોઈ માણસની ઉપર સખ્તાઈ થતી હોય તો એવી બાબતોમાં આવા માણસને એવા લાભો મેળવવાથી મનાઇ કરવામાં આવી છે. એજ ધોરણને અનુસરીને જુગારની મનાઈ કરવામાં આવી છે, જેના સંબંધમાં એવું લખ્યું છે કે "તેની નુકસાની તેના લાભ કરતાં ઘણી મોટી છે" અને એજ નિયમના આધારે દરેક પ્રકારના વ્યાજને કુરાને શરીફે હરામ ઠેરવ્યું છે; કેમકે એમાં ગરીબો ઉપર સખ્તાઈ થાય છે, જેઓની પાસેથી નાણા નીકળીને તે લોકોના ખીસામાં જાય છે, જેઓની પાસે પ્હેલાંથીજ ઘણું છે. ઇસ્લામી ધર્મને એ સવાલનો ફેસલો કરવો ન હતો કે જેઓ પ્હેલાંથીજ દોલતમંદ છે, તેઓ વધારે ધનવાન કેવી રીતે બની જાય, બલ્કે એ કે ગરીબો કેવી રીતે નેક રહીને સુખથી જીંદગી બસર કરી શકે, અને એ મતલબ સાધવાને એ અગત્યનું હતું કે વ્યાજની મનાઈ કરવામાં આવે. કદાચ એવી શંકા કરવામાં આવે કે આ સવાલને ધાર્મિક રૂપ દેવાની શી જરૂર હતી; અને દિવાની અદાલતોની સત્તા ઉપર છોડી દેવું બસ હતું, જે આવી બાબતોમાં કાંઈ પણ વ્યાજ અપાવતે નહિ જ્યાં ગરીબોની ઉપર સખ્તાઇનો ભય હોત, અને વેપારી લેવડ દેવડમાં વ્યાજ અપાવતે. આ શંકા મૂળમાં ખરાબીની હકીકતને નહિ સમજવાથી ઉત્પન્ન થાય છે. પ્રથમ તો વેપારી વ્યાજ ભલે હાલના વેપારની હાલતો જોતાં દેખીતી રીતે ગમે તેવું અગત્યનું જણાતું હોય છતાં તે તેના એવા ખરાબ પરિણામોથી રહીત નથી જે ખાસ ભારે વ્યાજના વ્હેવારથી નીપજે છે. વેપાર વણજનો આધાર ફક્ત પૂંજી ઉપરજ નથી; તેને માટે મ્હેનતની પણ જરૂર છે, અને એટલા વાસ્તે નફા ટોટામાં બંનેએ ભાગ લેવો જોઇએ. પણ જે કાનુન વ્યાજને વાજબી ઠરાવે છે તે પૂંજી રોકનારને નફાનો હિસ્સો તો અપાવે છે ખરૂં, પણ ખોટમાં શરીક કરતો નથી, અને સઘળી નુકશાની તેને વેઠવી પડે છે જે મ્હેનત અને અક્કલ હોશિયારી ખર્ચે છે. ખરી રીતે જો સઘળી નુકસાની મૂડી રોકનારને વેઠવી પડતે તો એ કેટલેક દરજ્જે વાજબી હતું; કેમકે તે સઘળી ખોટ વેઠી શકે છે, અને તેને તો ફક્ત પોતાની મૂડીમાંજ થોડો ઘસારો લાગતે. પણ સઘળી નુકસાની મ્હેનત કરનારને માથે નાખવી તદ્દન ગેરઇન્સાફ છે, કેમકે તેની સઘળી મ્હેનત

નકામી ગઈ એટલુંજ નહિ પણ સાથેજ તેને ભયંકર તબાહીનું મોઢું પણ જોવું પડયું. વળી એ ઉપરાંત પૂંજી કરતાં મ્હેનત વધારે કીમતી છે, અને એજ સબબથી જે વસ્તુઓ મહેનત મજૂરીથી બનીને તૈયાર થાય છે, તેઓમાં પૂંજી કરતાં મજૂરીનો વધારે હિસ્સો હોય છે. મતલબ એ કે ભંડોળવાળાને નફામાં શરીક કરવો, અને ખોટમાં અલગ રાખવો એ મ્હેનત કરનારના હકમાં સૌથી વધારે બેઇન્સાફની વાત છે, અને દોલતની હદ ઉપરાંત આંકણી કે કીમત કરવા જેવું છે. એટલા માટે જે ધારો વ્યાજને વાજબી ઠેરવે છે તે જાણે એવા ઘણા માણસોને બરબાદ કરે છે જેઓ બીજાઓની દોલત ઉપર મહેનત કરે છે, અને બદકિસમતીથી ભોગ જોગે કોઈ વ્હેવારમાં નુકશાન થઈ જાય છે. હકીકતમાં દર રોજ આવા સેંકડો બનાવો બને છે કે જેમાંથી માત્ર એક ભાગ નાદારી અદાલતોની મારફતે જાહેર થાય છે. એથી જણાય છે કે વેપારી વ્યાજથી તેજ નુકસાનીઓ ઉત્પન્ન થાય છે, જે સાધારણ વ્યાજથી ઉપજે છે. અને આ બંનેની વચ્ચે ફેર બતાવવો પણ ખરૂં જોતાં ગેરવાજબી વ્યાજને બીજું નામ આપી તેને જાયેઝ ઠેરવવા માટે એક સ્વાર્થનો હીલો છે. ખરૂં જોતાં કરજ લેનાર વેપારી હોય કે ખેડુત કે કોઈ બીજો માણસ, પણ એથી કાંઇ ફેર આવતો નથી. માટે એ મનાઇ તદ્દન ખોટી છે કે એક ધંધાવાળા પાસેથી વ્યાજ લેવામાં આવે અને બીજાની પાસેથી નહિ. મનાઈ તો કરજે આપેલા નાણા ઉપર ઠરાવેલા દરના વ્યાજ માટે હોવી જોઇએ.

આ કારણોથી સ્પષ્ટ જણાય છે કે શા કારણથી ઇસ્લામે દરેક પ્રકારના વ્યાજને નાજાએજ ઠરાવ્યું છે. ખરાબીનું મૂળ તો એજ ઠરાવેલું વ્યાજ છે જે કરજ લેનારને ભલે ગમે તેવી ખોટ જાય છે છતાં, કરજની રકમમાં નિયમિત રીતે વધતું જાય છે. એ મુજબ વ્યાજના ચલણની એ અસર રહે છે કે સમાજનો એક ભાગ અને તે પણ એવો કે જે પોતાના જાતિ ભાઇઓના તરફથી મદદનો ગરજવાન છે તે શક્તિ કરતાં વધારે બોજ તળે કચડાઈ રહ્યો છે, અને બીજો ભાગ પોતાના હક કરતાં પણ વધારે લાભ મેળવી રહ્યો છે. વ્યાજના ઓછા વધતા દર જેની ઉપર વાજબી અને ગેરવાજબી વ્યાજ વચ્ચેનો ફેરનો આધાર રહે છે તેનાથી આ સવાલની ઉપર કોઈ અસર થતી નથી. આ ગેરવાજબી તફાવતનો જો કોઈ ફાયદો બતાવી શકાય છે તો તે એ છે કે ભારે દરના વ્યાજથી વધારે નુકસાન પહોંચશે; પણ વધારે વ્યાજ લેનાર એની વિરૂદ્ધમાં એ દલીલ રજુ કરી શકે છે કે વ્યાજનો ભારે દર ઉડાઉ માણસોને વગર વિચારે કરજ

લેતાં અટકાવશે. જો એમ માની પણ લેવામાં આવે કે વધારે દરના વ્યાજ અને ઓછા દરના વ્યાજમાં કાંઈ ફેર છે તો તે નુકસાનીના ઓછા વધવા પ્રમાણમાં છે, નહિ કે તેની જાત કે પ્રકારમાં. વેપારી વ્યાજનું એક બીજું સ્વરૂપ પણ છે જે ઉપર જણાવેલા બંને પ્રકારના વ્યાજોની પેઠે એક સરખી રીતે નુકસાનકારક છે. તે એ છે કે વેપારના વેચાણ ખરીદીમાં ઘણું કરીને એવું થાય છે કે ખરીદ કરવામાં આવેલા માલની કીમત તેજ વખતે ચુકવવામાં આવતી નથી, અથવા ચુકવવાનું બની શકતું નથી. એવી બાબતોમાં વ્યાજુ હુંડીઓથી કામ લેવામાં આવે છે. ઉપર ટપકે જોનાર ખ્યાલ કરશે કે આવા સંજોગોમાં વ્યાજ બહાલ રાખવાથી વેચનાર અને ખરીદનાર બંનેને સગવડ થશે, પણ વિચાર પૂર્વક અવલોકન કરવાથી માલુમ થઈ શકે છે કે આવી હાલતમાં પણ કોઈ દેખીતા લાભના મુકાબલામાં નુકસાનીનું પ્રમાણ ઘણુંજ વધારે છે. આમાં પણ તે નુકસાન તો દસ્તુરની માફક કાયમ રહેુંજ, જે નાણા કરજ લેવાની બાબતમાં બયાન કરવામાં આવ્યું છે; અને એ ઉપરાંત એ કે એની અસર સામાન્ય પ્રજા સુધી ફેલાય છે. એ દેખીતું છે કે જે વેપારીને માલની કીમતની ઉપરાંત વ્યાજ પણ ચુકવવું પડશે તે વેચતી વખતે પોતાના માલની કીંમત એટલી વધારે લેશે જેથી વ્યાજની રકમ પણ ભરાઇ જાય. આવા સંજોગોમાં એ ખોટ તે લોકોને વેઠવી પડશે જેઓ એ વેપારીનો માલ ખરીદ કરશે. એટલા માટે સમાજનો લાભ તો એમાંજ સમાયલો હતો કે કાં તો સોદો રોકડેથી કર્યો હોત અથવા કરજ વગર વ્યાજે લીધેલું હોત. એ હિસાબે ગમે તે બાજુથી જોવામાં આવે તેમાં એજ સાર નીકળે છે કે કરજના વ્યાજથી ફરી તે વેપારી વહેવાર માટે હોય કે કોઈ બીજા કામના માટે, કોઈ દેખીતા લાભ કરતાં નુકસાન ઘણુંજ વધારે છે.

હવે જણાઈ આવ્યું હશે કે શા કારણથી ઇસ્લામે વ્યાજની મનાઇને ધાર્મિક સંમતિ દીધી છે. વ્યાજ ગમે તે રૂપમાં લેવામાં આવે એ એક એવી ખરાબી છે કે જે માણસ જાતની ઉન્નતિને હરક્ત કરતા છે. માત્ર નૈતિક અને આત્મિક નજરથીજ નહિ પણ દુન્યાના ખ્યાલથી પણ; કેમકે ઇન્સાનની તરક્કીનો એ મતલબ નથી કે ગણત્રીના થોડા માણસો અસાધારણ રીતે દોલતમંદ થઈ જાય, બલકે એ હેતુ છે કે આમ મુસલમાનો જેઓમાં ગરીબોનો પણ સમાવેશ થાય છે તેઓની સામાન્ય સ્થીતિ સુધરી જાય. એટલા માટે ઇસ્લામનો બોધ માત્ર એજ ન હતો કે વ્યાજખોરીની માત્ર મનાઇ બયાન કરી દે, બલ્કે એ મોટી ખરાબીના સંબંધમાં પોતાના માનનારાઓના

મનોમાં તિરસ્કાર બેસાડવાનો હતો; કેમકે જો એવું કરવામાં આવ્યું ન હોત તો કાયદાની ચુંગાલમાંથી બચવા માટે હજારો બહાના કહાડી શકાતે, જેવી રીતે ખ્રિસ્તી ધર્મની હાલત ઉપરથી દેખાય છે. એજ કારણને લીધે કુરાન મજીદે, જેમકે હું હવે પછી જણાવીશ, વ્યાજની મનાઇ ઘણા જુસ્સાદાર શબ્દોમાં બ્યાન કરી છે; કેમકે એ ખરાબીની નુકસાની પુરી રીતે સમજાવવામાં આવી ન હોત તો વ્યાજે નાણા ધીરવાની ફક્ત મનાઇનો હુકમ એને બંધ કરવા માટે સંપૂર્ણ રીતે અસરકારક નીવડતે નહિ. જો વ્યાજની મનાઇનો હુકમ ફક્ત દીવાની કાયદાના રૂપમાં હોત તો એવા કાનુનને ઉડાવવા માટે ઘણા બહાના નીકળી આવતે; અને પછી આવા કાયદાની વિરૂદ્ધ ચાલવાની સજાઓ વ્યાજના વ્હેવારને બંધ કરવાને બદલે ઓર પણ એ ખરાબીના ફેલાવવાનું કારણ થઇ પડતે. એટલા માટે ઇસ્લામે સૂદ ખોરીને કાયદાપૂર્વક રીતે ફક્ત મનાઇ કરવા ઉપરજ બસ કર્યું નથી, પણ એની મનાઇને એવીજ રીતે ધર્મનો એક ભાગ કરી દીધો છે, જેવી રીતે જુગાર, શરાબખોરી અથવા સુવ્વરનું ગોસ્ત ખાવાની મનાઇને. એજ સબબ છે કે ઇસ્લામમાં વ્યાજ ખાવાથી તેજ નફરત છે જે સુવ્વર ખાવાથી થાય છે, અને સારા સંજોગોથી આ બંને નામો સૂદ અને સુવ્વર એ શબ્દોનું એવું મળતાપણું છે કે એકનું નામ લેવાથી તરતજ બીજાનો ખ્યાલ આવી જાય છે. એજ કારણને લીધે જ્યારે કોઇ મુસલમાનના સંબંધમાં ખબર પડી જાય છે કે તે સૂદ ખાય છે ત્યારે મુસલમાનો કહે છે કે તે સુવ્વર ખાય છે. એ રીતે ઇસ્લામ વ્યાજની બુરાઇ મુસલમાનોનાં દીલોમાં ઠસાવવામાં ફતેમંદ થયો છે. એની ભલી અસર એ હમદરદી ઉપરથી માલુમ પડી શકે છે જે મુસલમાનોને પોતાના ગરીબ ભાઇઓ તરફ હોય છે. એવા ઘણા દાખલાઓ છે કે મુસલમાન જમીનદારોએ પોતાના ખેડુતોને ગણોતના પૈસા પાક નિષ્ફળ જવાના સમયમાં માફ કરી દીધા છે; પણ વ્યાજખોર આવી હિમ્મત કરી શકતો નથી. બલ્કે તે તો પોતાના ચક્રવૃદ્ધિવ્યાજ (વ્યાજનું વ્યાજ)ની રકમને વસુલ કરવા માટે દરેક પ્રકારનો જુલમ અને નિર્દયપણાનાં કામ કરે છે; અહિં સુધી કે જો એને ખબર હોય કે એના ભુખ્યા કરજદારને માત્ર એકજ કોળીઓ ખાવાનો મળ્યો છે તો તે એને છીનવી લેવામાં વિલંબ કરતો નથી, તેમજ તદ્દન રિબાતા ગરીબને એક કોડી માફ કરી દેવાને વાજબી લેખતો નથી. આ દેખીતો ફેર જે બે પાસે પાસે રહેનાર કોમોની હમદર્દીના ગુણમાં જોવામાં આવે છે તે વ્યાજ ખાવાની અસરનુંજ પરીણામ છે. ટુંકમાં ઇસ્લામનો ઉદ્દેશ માત્ર વ્યાજની મનાઇનો હુકમ આપવાનો ન હતો (કેમકે

આવી મનાઇને તો સાંકડા વિચારના દુન્યાપરસ્ત લોકો ચાલાકીના બહાનાથી ટાળી શકતા હતા), બલ્કે સાથેજ એ પણ હતો કે માણસોમાં દિલસોઝીની ભલી લાગણી ખીલવવી, જે કામ ફક્ત એવીજ રીતે થઇ શકતું હતું કે પહેલાં સૂદ ખોરીની સખ્ત નફરત પેદા કરવામાં આવે. આ હેતુ વ્યાજની મનાઇને ધાર્મિક સ્વરૂપમાં લાવવાથી એવી ખુબી સાથે પાર પડયો છે કે મુસલમાનોને વ્યાજ પ્રત્યે અત્યાર સુધી નફરત ચાલતી આવી છે, અને કોઇ મુસલમાન ખુલ્લી રીતે એની વિરૂદ્ધ ચાલવાની હિમ્મત કરી શકતો નથી. તે પાક રસુલની આત્મિક શક્તિ કેવી ઉંચા પ્રકારની અને નૈતિક અસર કેવી જબરદસ્ત હતી જેમણે એક ઇશારાથી આ જડ ઘાલેલી ખરાબીઓને દુન્યાની સપાટી ઉપરથી નાબુદ કરી દીધી, અલ્લા હુમ્મા સલ્લે વ સલ્લિમ અલયહ.

મુસલમાનો જો આ ઉંચી પ્રકારની કામ્યાબી ઉપર ફખર કરે તો તે વાજબી છે કે ઇસ્લામે પોતાની કોમમાંથી વ્યાજુ ધંધાની ખરાબ ચાલને જડ મુળથી ઉખેડી નાંખી છે; જ્યારે એ બદી આજકાલની મોટામાં મોટી સુધરેલી કોમોમાં ફેલાયલી નજરે પડે છે. પણ એમ સમજવું જોઇતું નથી કે આ સુધરેલી સમાજો આ ખરાબ રિવાજની નુકસાનીઓથી અજ્ઞાન છે. તેઓના મોટા મોટા સમજદાર લોકો જ્યારે સમાજની એવી સંપુર્ણ અને ખામી વગરની હાલતનો ચિતાર ખેંચે છે, જેવી રીતે તેઓ પોતાની સમાજોને બનાવવા ઇચ્છે છે, ત્યારે તેઓ વ્યાજની મનાઇની જરૂરતને કબુલ રાખે છે. એ ઉપરથી સાબિત થાય છે કે કોઈ કોમ સંપૂર્ણ અને દોષ રહિત હોવાનો દાવો કરી શકતી નથી, જ્યાં સુધી તે કોમમાં ચોક્કસ દરે વ્યાજ લેવાનો ખરાબ રિવાજ ચાલુ હોય. મી૦ વેલ્સ પોતાના મોડર્ન યુટોપીઆ નામના પુસ્તકમાં એક એવી કોમની હાલત બયાન કરે છે જેમાં માણસની જરૂરતોના સઘળા ગુણો હોય, અને એ મુજબ તેને માત્ર સંપૂર્ણ હોવાનોજ નહિ, પણ સાથેજ વ્હેવારૂ હોવાનું લક્ષણ પણ હોય. તેમાં એક જગ્યાએ એ લાયક લેખક યુટોપીઆની આર્થિક (નાણા સંબંધી) હાલતના પ્રકરણમાં એવી રીતે લખે છે કે "યુટોપીઆની કંપનીને એક કે બીજી જાતના શેરો કે ડીબેન્ચરો કહાડવા દેવામાં આવશે, અથવા યુટોપીઆમાં વ્યાજે એટલે ચોક્સ દરે નાણા ધીરવા દેવામાં આવશે કે કેમ એમાં અમને શક છે." આ હકીકતથી બે મોટા પરીણામો નીકળે છે. એક તો એ કે પશ્ચિમના મુલ્કોના ગ્રંથ કરતાઓ પણ કબુલ કરે છે કે હાલની સુધરેલી કોમોમાં વ્યાજની લેવડદેવડ ઘણી નુકસાનકારક છે, અને એ કે એ સમાજની સારી હાલતને ઘટતું નથી. બીજું એનાથી એ પણ સાબિત થાય છે કે વધારે વ્યાજની હાલની

વ્યાખ્યા જે તેની આગલી વ્યાખ્યાને બદલે ઘડવામાં આવી છે તે દલીલ વિનાની છે. કેમકે એ ખરાબીની જડ તો ફક્ત ઠરાવેલા દરના વ્યાજે નાણા ધીરવામાં સમાયલી છે, નહિ કે એ વ્યાજના દરના ઓછા વધતા હોવામાં, અથવા કરજ લેનારની હાલતને લીધે. એજ લેખક પોતાની ચોપડીના નવમા પ્રકરણમાં વ્યાજના સંબંધમાં એ મુજબ ટીકા કરે છે: "શરૂમાં યુટોપીઆના રહેવાશીઓને વ્યાજની એટલે ચોક્કસ દરે નાણા ધીરવાની મનાઈ હતી. હમણા પણ તેઓને એજ હુકમ છે. પણ અમારો વેપારી રિવાજ વ્યાજની લેવડદેવડને વ્હેવારૂ રીતે સદંતર અટકાવે છે, અને અમારો ધારો નબળી હાલતના માણસોને આપવામાં આવતી ખાનગી નાણાંની મદદ ઉપર વ્યાજની શરતને કબુલ રાખશે નહિ, તેથી તે મનાઇની હવે ભાગ્યેજ જરૂર રહે છે. માત્ર નિરૂદ્યોગથી અને દુ:ખી કરજદારના ભોગે વધારે દોલતવાન બનવાનો વિચાર યુટોપીઆના લોકોને બિલ્કુલ નાપસંદ છે, અને અમારૂં રાજ્ય હવે કરજદારની નુકસાનીમાં નાણા ધીરનારને શરીક કરવા માટે બરોબર અસરકારક રીતે દબાણ કરે છે. કોઈ પણ સમજુ માણસ આ ટીકાઓની સત્યતાનો નકાર કરી શકતો નથી.

ન તો દોલતમંદી એ મોટાઇની કસોટી છે, ન તો કોમના થોડા માણસોનું માલદાર થવું એ તેની ફલાહની નીશાની છે. બિલ્કુલ દુન્યા પરસ્તીના ખ્યાલોએ ખ્રિસ્તી સમાજને એ ખોટી માન્યતા તરફ દોરવી છે કે દોલત સંગ્રહ કરવાના સાધનો એજ ખરા સુખના સાધનો છે. એ કોમમાં દરેક માણસનો મુખ્ય ઉદ્દેશ એ હોય છે કે કેવી રીતે ધનવાન થવું, અને એજ માટે વ્યાજને કાયદાપૂર્વક ઠેરવવામાં આવ્યું છે. પણ આવા વિચારો કોમની સારી હાલત સાથે બંધ બેસતા નથી, કારણ કે તેઓમાં સ્વાર્થ અને મનની સખ્તાઈ સમાયલાં છે. સમાજની સારી હાલતનો નકશો રજુ કરતાં મી૦ વેલ્સ લખે છે કે " દોલત એ કોઇપણ પ્રકારની સત્તા નથી જ્યાં સુધી તમો તેને તેવી નહિ બનાવો. જો એ તમારી સમાજમાં સત્તા તરીકે ગણાય છે તો તે ગફલતને લીધે છે. દોલત એ રાજની યોજેલી ચીજ, રિવાજી વાત અને સૌથી મોટી બનાવટી સત્તા છે.........તમારા રાજ્યમાં એવું દેખાશે કે તમોએ આરામ, સુધારો વધારો, દરેક પ્રકારની સ્વતંત્રતા અને ખુદ જીંદગી પણ ખરીદી શકાય તેવી બનાવી છે. એટલાજ વધારે તમે સુખે છો! તમારી સાથેનો ગરીબ માણસ મુસીબત અને ભયમાં છે. એમાં તઅજ્જુબ નથી કે તમારી દોલતને સત્તા છે. પણ અહિં (અમારા

સમાજમાં) દરેક માણસ પોતાને દોલતમંદોને હાથે વેચાવા કરતાં જ્યારે સહેલી શરતોથી ઠીક આરામની, અને આબરૂદાર જીંદગી મેળવી શકે છે".

આ એવી કોમનો નકશો છે જે ઇસ્લામના ખરા નિયમો ઉપર કાયમ થઇને બની શકે છે; અને એનાથી અમારા નબીએ કરીમ (સ૦)ની સારામાં સારી ડહાપણ અને ઉચ્ચ લક્ષણ સિદ્ધ થાય છે કે આપે દુન્યામાં એક એવી કોમનો પાયો નાખ્યો જે મોટા સુધરેલા અકલમંદોની મોટામાં મોટી ખાહેશો મુજબ એક સંપુર્ણ અને દોષ રહિત સમાજની વ્યાખ્યા પૂરી પાડે છે. નીચેના વાક્યો જેઓને ચાલુ વિષય સાથે કશો સંબંધ નથી, એ બતાવે છે કે ખ્રિસ્તીઓ હજુ પણ સમાજમાં એવી પાકીઝગી (પવીત્રતા) નો શોખ રાખે છે જે ઇસ્લામે તેરસો વરસ ઉપર મુસલમાનોના દીલમાં ફુંકી હતી. સમુદાય એટલે યુરોપીઆના રહેવાશીઓના સંબંધમાં મી૦ વેલ્સ લખે છે કે નાટકો ભજવવા, ગાયન ગાવાં કે રાગો કહાડવાની તેઓને મનાઇ છે, જો કે તેઓને સપ્રમાણ ભાષણો આપવા કે સંવાદ કરવાની છુટ છે. પણ સ્વાંગ ભરવાનો એટલે ચાળાચસકા અને ખોટું અનુકરણ કરવાનો ધંધો એ પુરૂષ કે સ્ત્રી માટે હલકાઇ તરીકે લેખવામાં આવે છે, એટલુંજ નહિં પણ તે રૂહને કમજોર અને ખરાબ કરે છે; મન બેવકુફીથી તારીફને તાબે થાય છે, અને ખોટી, ભરમાવવાની તથા થોડા વખતની ખુબસુરતી બતાવવામાં અસાધારણ મહારત ( કુશળતા ) મેળવે છે; અમારો અનુભવ છે કે નાટક ભજવનાર પુરૂષ અને સ્ત્રી માત્ર ઘણું મોટેથી બોલનારાં, હલકા કુળનાં અને ઢોંગી હોય છે. ખરેખર રીતે ભલે તઅસ્સુબ કોઇ સમય સુધી ગમે તેવી મેસ્કેલીઓ ઇસ્લામના માર્ગમાં નાખે, પણ હવે ખુલ્લી રીતે દેખાય છે કે ઇસ્લામના નિયમોને કબુલ રાખવાને દુન્યા રફતે રફતે આગળ વધતી જાય છે.

ખ્રિસ્તી દેશોમાં થોડાક વર્ગોની વધતી જતી અમીરી અને બીજાઓની વધતી જતી ગરીબાઇએ પશ્ચિમના દેશોના વિચારશીલ પુરૂષોને ભારે ફિકરમાં નાંખ્યા વગર રહી નથી, અને દોલતની એ અસમાન વ્હેંચણીનો બંદોબસ્ત કરવાને વ્હેવારૂ અને અવ્હેવારૂ એવા બેઉ પ્રકારની ઘણી યોજનાઓ છાપાઓ અને પુસ્તકો મારફતે હમેશા ચર્ચાય છે. જુદા જુદા મુલ્કોની પુંજી રોજ બરોજ થોડા માણસોના કબજામાં જવાની વધતી જતી વલણને લીધે ઇન્સાની મુસાવાત (સોશ્યલીઝમ)ની હીલચાલ પેદા થઇ છે જે તેના સઘળા અવ્હેવારૂ પણા સાથે સમાન અથવા કોઇપણ રીતે તદન અસમાન નહિં એવી દોલતની વ્હેંચણી તરફ વધતી જતી લાગણી દેખાડે છે; એટલે એવું ન થાય કે થોડા લોકે કરોડપતી બની જાય અને તેઓની જોડમાં રહેનાર પડોશીઓ ખાવા પીવા

માટે પણ મોહતાજ થાય. ભૂખે રિબાતા મુફલેસો અને બેકારોની સંખ્યા રોજ રોજ વધતી જાય છે, અને ઘણું નાણું આ વર્ગની પાછળ ખર્ચ કરવામાં આવે છે. આ બદીઓ દુર કરવા માટે ઇસ્લામે ત્રણ પ્રકારની યોજના બતાવી છે જેઓના ઉપર અમલ કરવાથી દોલતની વ્હેંચણી ઇન્સાની સંજોગો હેઠળ અથવા માણસની હાલત જોતાં બનતાં સુધી બરોબર થઈ શકે છે, કેમકે બિલ્કુલ સરખી વ્હેંચણી તો તદન અશકય અને અવ્હેવારૂ છે. આ ત્રણ પ્રકારની યોજના આ નિયમોમાં સમાયલી છે જે ઇસ્લામે ખેરાત (દાન), વ્યાજની મનાઈ અને વિરાસતની વ્હેંચણીના કાનુનોના સંબંધમાં ફરમાવ્યું છે. એમાંના દરેક વિષય ઉપર જુદી જુદી ચર્ચા કરવાની જરૂર છે, પણ ખેરાતના નિયમો અને વ્યાજની મનાઇને એક બીજા સાથે ઘણો સંબંધ છે, અને એજ કારણને લીધે કુરાન મજીદે બંનેનું એક જગ્યાએ સાથે સાથે બયાન કર્યું છે.

વ્યાજની મનાઇના વિશયની શરૂઆતમાં કુરાન મજીદ ખેરાતના ફાયદા અને બરકતોનું બયાન કરે છે જેમકે ફરમાવ્યું છે કે "જેઓ પોતાનો માલ ખુદાના માર્ગમાં ખર્ચ કરે છે તેઓની મિસાલ એક દાણાના જેવી છે જે સાત ફણગા ઉગવે છે અને દરેક ફણગામાંથી સો દાણા; અને ખુદા જેને ચાહે છે તેને બમણું આપે છે, અને ખુદા ઘણો વિસ્તારવાળો અને જાણકાર છે. જેઓ પોતાનો માલ ખુદાના રસ્તામાં ખર્ચ કરે છે, અને ફરી જે કાંઈ તેઓએ ખર્ચ કર્યો, પછી કોઈ જાતનો એહસાન દેખાડતા નથી, તેઓના માટે તેઓનો બદલો તેઓના ખુદાની પાસે છે. અને તેઓને ભય નથી, અને તેઓ દલગીર થશે નહિં. અને જેઓ ખુદાની રઝામંદી મેળવવાને અને પોતાની સાબેત કદમીથી ખર્ચ કરે છે તેઓની મિસાલ એક બાગના જેવી છે જે ઉંચી જમીન ઉપર હોય, જેની ઉપર સારો વરસાદ પડતો હોય તો તે બમણા ફળ આપે છે, અને ભારે વરસાદ ન હોય તો તેને ઝાકળ બસ થાય છે, અને જે કાંઈ તમે કરો છો તેને ખુદા જોઇ રહ્યો છે" (અલ બકર રૂકુ ૩૫). અને જે ચીજ ખેરાતમાં આપવી જોઇએ તેની બાબતમાં આવી રીતે ફરમાવે છે: "અય લોકો જેઓ ઇમાન લાવ્યા છો, ખર્ચ કરો તે પાક માલમાંથી જે તમોએ મેળવ્યો છે, અને તેમાંથી જે અમોએ તમારા માટે જમીનમાંથી પેદા કરી છે; અને તેમાંથી એવી ખરાબ ચીજ ખર્ચ નહિ કરો જે તમે પોતે આંખ બંધ કર્યા વગર લો નહિ" (અલ બકર રૂકુ ૩૬). જે લોકો ખેરાત લેવાને હકદાર છે તેઓના વિશે એવો ઇશારો છે, "ખયરાત ફકીરોના માટે છે જેઓ ખુદાના માર્ગમાં ઘેરાયલા (રોકાયલા)

હોવાથી જમીન ઉપર (ગુજરાન માટે) ચાલી શકતા નથી; અજ્ઞાન માણસો તેઓને તેઓની બેસવાલીને લીધે દોલતમંદ સમજે છે. તું તેઓને તેઓના મોઢાં ઉપરથી ઓળખશે કે, તેઓ લોકો પાસે વળગી ચોંટી (કાલાવાલા કરી)ને સવાલ કરતા નથી; અને જે કાંઇ તમે ભલાઇથી ખર્ચ કરો તે અલબત્તા ખુદા જાણે છે" (અલબકર રૂકુ ૩૬).

આ સઘળો વિશય કુરાન શરીફમાં વ્યાજની મનાઇના હુકમોના પ્રસ્તાવના તરીકે આવ્યો છે. એમાં ખેરાતની તાકીદ કરવામાં આવી છે, અને એને સારી બરકતોનું કારણ કહેવામાં આવ્યું છે. કદી એની મિસાલ એક દાણા વાવવાથી આપી છે જેના એક એક દાણાથી સાત સાત સો દાણા થાય, અને કદી એને બાગ સાથે સરખાવ્યો છે જે બમણા ફળ આપે. ફરી ખેરાતમાં એવી ચીજો આપવાની હિદાયત કરી છે જે સારી હોય અને ખુદ ધણીની નજરમાં પ્યારી હોય, જેવી રીતે કે બીજી જગ્યાએ પણ આવ્યું છે કે "તમે કદી પણ ભલાઇને નહિ પ્હોંચશો જ્યાં સુધી જે ચીજને તમે ચાહો છો તેમાંથી ખર્ચ નહિ કરો" (આલ ઇમરાન રૂકુ ૧૦). કુરાન શરીફનો એ હુકમ કે અમારે પોતાની વ્હાલી ચીજો પોતાના જાતિભાઇઓની ખાતર અર્પણ કરવી જોઇએ એ માણસના દીલમાં ખરી હમદરદીની લાગણી પેદા કરવાનું ઘણું મજબુત સાધન છે. એમ તો દરેક ધર્મમાં ગરીબો અને દુ:ખીઓને દાન દેવાનો હુકમ હોય છે, બલ્કે જેનો કોઈ ધર્મ નથી તે પણ પોતાના જાતિભાઇઓને ખેરાત આપે છે; પણ એ શિક્ષણ ઇસ્લામ સાથેજ મખ્સુસ છે કે માણસે પોતાના વ્હાલા ફાયદાને પોતાના ભાઇ ઉપર કુરબાન કરી દેવો જોઇએ. એ ઉપરથી જણાય છે કે ઇસ્લામે માણસના સ્વભાવ ગુણનો ઘણો ઉંડો અભ્યાસ કર્યો છે. તેણે જોયું કે માણસના એ સ્વભાવનું ખાસ લક્ષણ છે કે જ્યારે તે પોતાના કોઈ જાતિભાઇને મુસીબતમાં જુવે છે તો તેની ઉપર દયા આવે અને આવા સંજોગોમાં કુદરતી રીતે તે ચાહે છે કે જે કાંઈ બની શકે તે તેને આપું. એ સહેલી વાત છે કે જ્યાંસુધી કોઇને કોઈ તરેહની અગવડ કે તકલીફ જણાય નહિ ત્યાંસુધી તે દાન આપી શકે છે. બલ્કે માણસો તો શું પણ જાનવરો સુદ્ધાં જ્યારે પોતાના જાતિને દુ:ખમાં જુએ છે તો તેની ઉપર દયા ખાય છે. પણ બનવાજોગ છે કે કોઈ માણસ આ પ્રકારની ખેરાત તો વખતો વખત આપતો હોય છતાં તેના દીલમાં સ્વાર્થનો ગુણ પ્રબળ હોય, અને તે ખરી દિલસોઝીથી તદન રહિત હોય. એક લખપતી માટે, ફરી તે ઇસાઈ હોય કે યહુદી, હિન્દુ હોય કે નાસ્તિક, મોહતાજો અને બેરોઝગારોની મદદને વાસ્તે કાંઈ આપવું ઘણું

મુશ્કેલ નથી, પણ તે કદી એ વ્યાજને જતું કરશે નહિ જે તેને પોતાના નાણાં ઉપર મળે છે. પણ કુરાન પાકે સૌથી વધારે પ્યારી ચીજો ખર્ચ કરવાનો હુકમ દઈને મુસલમાનોને એ વાત માટે તૈયાર કર્યા છે કે ભલે તેઓનો ગમે તેવો હિતનો કોઈ હેતુ હોય તે પોતાના જાતિભાઈની ખાતર છોડી દેવો જોઈએ. જ્યારે તેઓ પોતાના જાતિભાઈઓને માટે પોતાના વ્હાલા લાભો કુરબાન કરવાને તૈયાર થયા, ત્યારે તેઓને વ્યાજથી દુર રહેવાનો હુકમ કરવામાં આવ્યો. જો કે એ અજબ જેવું લાગશે, પણ વાત એમજ છે કે કરજ ઉપરનું વ્યાજ જતું કરવા કરતાં પોતાની ગાંઠથી કાંઈ આપવું સ્હેલું હોય છે. કદાચ એનું કારણ એ છે કે છેલ્લી બાબતમાં નામવરીના ખ્યાલથી મનને શાંતિ મળે છે, અને પ્હેલી બાબતમાં મૂળ રકમ ફક્ત કરજ હોય છે. તેથી વ્યાજનું મૂકી દેવું કોઈ મોટા ઉપકારની વાત જણાતી નથી. આ કારણને લીધે તેમજ આવાં બીજા કારણોસર કુરાન શરીફ વ્યાજના વિશયની પહેલાં ખેરાતની બાબત ઉપર ઘણું જોર નાખે છે, અને એ મુજબ તે ભારે હુકમ દેવા પહેલાં માણસોના દીલોને આવું મોટું ઉદારપણાનું કામ કબુલ કરવા માટે તૈયાર કરે છે.

વ્યાજની મનાઈના વિશયનો સંબંધ જકાત અને ખેરાતની સાથે જાહેર કરીને કુરાન શરીફે વ્યાજ ખાવાથી માણસ જાતને જે મોટી નુકસાનીઓ વેઠવી પડે છે તેનું બ્યાન કર્યું છે. જેમ જકાત આપવાથી માણસનું મન મોટું થાય છે અને મોટી દિલસોઝીની લાગણીને લાયક બને છે તેમ સુદખોરીથી નફસ પરસ્તી, ખુદગરજી, અને દુન્યા પરસ્તીના ખ્યાલો પેદા થાય છે, અને એ મુજબ કેટલીક ખરાબીઓના બી રોપાય છે જે માણસને ઉન્નતિના દરજ્જાથી ઉતારી પાડે છે. ખરી મોટાઈ દોલતમંદી અને નાણા કમાવવામાં નથી, પણ સારી નીતિ અને સદ્‌ગુણો મેળવવામાં છે, જે વ્યાજખોરીથી કદી પણ મળી શકતી નથી. વ્યાજખોરી તો આ સદગુણોના મૂળમાં ખરાબ અસર કરે છે. જ્યાં એક ઉદાર માણસ પોતાના મુસીબતમાં સપડાયલા જાતિભાઈઓની મદદ કરે છે ત્યાં વ્યાજખોર એક એક પૈસો કરીને તેઓની પાસેથી ખુંચવી લે છે, અને એ મુજબ તેઓને મુફલેસ બનાવીને તેઓથી એવા ગુનાહો કરાવવાને કારણરૂપ થાય છે, જેનાથી તેઓ પોતાનું ગુજરાન મેળવે છે. પણ જકાત આપીને માણસ પોતાના જાતિભાઈઓને એવાં ગુનાહના કામોમાં સપડાતા બચાવે છે જે મુફલેસીને લીધે તેઓથી થાય છે, જેવાં કે ચોરી, બળાત્કાર, ધાડ અથવા વેશ્યા તરીકેનો ધંધો, અને એવા બીજા ભયંકર કર્મો જે માણસની આબાદીને તેની ઉંચી

હાલતે પહોંચાડવામાં નડતલરૂપ હોય છે. એ ઉપરાંત જો કે વ્યાજખોર નાણા ધીરીને કરજદાર સાથે દેખાડવાની દિલસોઝી જાહેર કરે છે, પણ અસલમાં તેના મનનો મૂળ હેતુ કરજદારને તબાહ કરવાનો હોય છે જે કદી પણ પોતાના માથાનું દેણુ ચુકવી આપવાને શક્તિવાન થતો નથી. લેણદારનું નાણું તો બરોબર વધતું જશે, ફરી ભલે કરજદારને એ નાણાના ઉપયોગથી લાભ થાય કે નહિ. એ માટે જે માણસ વ્યાજે નાણા ધીરે છે તે રફતે રફતે સઘળા સારા ગુણોથી રહિત થઈ જાય છે, કેમકે તેના મનનો મોટામાં મોટો હેતુ નાણા કમાવવાનોજ હોય છે, અને માણસ જાતની દિલસોઝીના ભલા ગુણો તેના સ્વભાવ અને આચાર વિચારમાં રહેવા પામતા નથી. જકાત દેનાર માણસ તો બીજાની બહબુદી માટે મેહનત કરે છે, પણ સુદખોર નકામો રહીને બીજાઓ પાસેથી લાભ મેળવે છે. એ સિવાય મનનું સાંકડાપણું જે સુદખોરીનું પહેલું પરીણામ છે તેની સાથે નિરૂધ્યોગી પણા અને ખરચ કરવા માટે ઘણો પૈસો પાસે હોવાથી ઘણા માઠાં પરીણામો નીપજે છે.

આ તો તે નુકસાનીઓનું બયાન થયું જે વ્યાજ ખાવાથી માણસોને અને તેઓની મારફતે સમાજને વેઠવી છે. પણ એ ઉપરાંત એનાથી સમાજની ઉપર જે ખરાબ અસર થાય છે તે એ છે કે પ્રજાની દોલત ધીમે ધીમે થોડા માણસોના હાથમાં જતી રહે છે, અને બાકીના સઘળા રફતે રફતે નાદાર અને ગરીબ થઇ જાય છે, અને તેઓની પાસે એટલી દોલત પણ રહેવા પામતી નથી જેથી તેઓ ઇમાનદારી અને લાયકીથી જીંદગી બસર કરી શકે. એજ ખરાબીને દૂર કરવાનો કુરાન શરીફના જકાત સંબંધી ઉદ્દેશનો ખરો હેતુ છે, અને એજ, ખરાબી છે જેના સબબથી આટલી બધી સમાજે તબાહ થઇ ગઈ. એ યાદ રાખવું જોઇએ કે જકાતનું દેવું મુસલમાનોમાં ફરજ્યાત હુકમ ઠરાવવામાં આવ્યો છે. જે માણસ કરજદાર ન હોય અને ચોકસ કીમતની માલ મિલ્કત ધરાવતો હોય તેની ઉપર પોતાના માલ મત્તાના પ્રમાણમાં જકાત દેવી ફરજ છે. અને જે નાણું એ મુજબ એકઠું થાય તે ખેરાતના કામમાં અને ખસુસ કરીને ગરીબોના સંકટ નિવારણ માટે ખરચ કરવામાં આવે છે. જાણે નાણું દોલતમંદોની પાસેથી મેળવીને કે જેઓની પાસે વધારે હોય છે, તે ગરીબોને આપવામાં આવે છે, કે જેઓની પાસે હોતું નથી. માત્ર એજ એક એવું સાધન છે જે સુધરેલી કોમોની વધતી જતી ગરીબીને આખરે રોકી શકે છે, કેમકે એ "સમાજને પ્રત્યેક માણસની

માલ મિલ્કતમાં ભાગ લેવાનો હક છે," અને "પ્રત્યેક માણસની માલ મિલ્કતમાં બીજા કોઈ માણસને દખલ દેવાનો કશો હક નથી" એ બે દાવાનો નીકાલ કરવાનો વચલો માર્ગ છે. એ વિશયની ઉપર જુદા લખાણની જરૂર છે. અહીં હું એટલું કહેવા ચાહું છું કે જકાતને ફરજ્યાત ઠરાવવામાં જે હેતુ કુરાને શરીફે રાખ્યો હતો તે જો સુદખોરી એટલે ચોકસ દરે વ્યાજે નાણા ધીરવાની ચાલને જડ મૂળથી ઉખેડી નાખવામાં આવી ન હોત તો કદી પણ સધાતે નહી. આ હકીકતના ખરાપણાની ઓર પણ ખાતરી થઈ જાય છે કે જયારે આપણે હાલની સુધરેલી કોમો ઉપર નજર નાખીએ છીએ. જ્યાં એ સુદખોરીનો વ્હેવાર કેટલાકને તો લખપતી બનાવી દે છે પણ બાકીના સઘળા માણસોને ગરીબીનું મોઢું દેખાડે છે. પુર્વના લોકો એવું સમજી બેઠા છે કે પશ્ચિમના દેશોની કોમો ઘણી માલદાર છે. એ વાત ઠીક તો છે, પણ એથી એવો અર્થ થતો નથી કે એ કોમોનો એકંદર સમુહ અથવા તેઓની સામાન્ય પ્રજા ખુશહાલ અને આબાદ પણ છે. દોલત તો ઘણી છે; પણ તે સઘળી થોડા ગણત્રીના માલદારોના હાથમાં છે, અને એ લોકો જેમ જેમ વધારે દોલતમંદ થતા જાય છે તેમ તેમ બાકીના સઘળા માણસો રોજ બરોજ વધારે ગરીબ થતા જાય છે. ખરી આબાદીની એ જરા પણ નિશાની નથી. મી૦ ડબલ્યુ. જે. કરીએ તૃથ સીકર નામના પત્રમાં ઈન્સાની મસાવત એટલે (સોસ્યલીઝમ)ના વિરોધીઓના સંબંધમાં એક લેખ લખ્યો છે જેમાં તે જણાવે છે કે દોલતમંદોની આબાદીનો અર્થ એ થાય છે કે દોલતની મોટી રકમ (ધંધા રોજગારમાં) રોકવામાં આવી છે, જેની ઉપર સારો નફો આપવામાં આવે છે; પણ એનો ખરી રીતે એવો અર્થ થયો કે દોલત મજુર વર્ગના હાથમાંથી નીકળીને માલદારોના હાથમાં જાય છે. ઈતિહાસ આપણને ગવાહી આપે છે કે મિસર, બાબલ અને ઇરાનની ત્યારેજ પડતી થઈ જ્યારે એ દેશોની બે ટકા જેટલી પ્રજાની પાસે દોલત રહી; અને રૂમ તેજ વખતે પડયું જયારે ૧૮૦૦ માણસો જાણીતી દુન્યાના માલેક બન્યા. ૭૦ વરસ પહેલાં ગુલામગિરીના વેપારના સમય દરમ્યાન અમેરીકામાં એક પણ કરોડપતી ન હતો, અને ગરીબીને કોઇ જાણતું નહતું. આજે ત્યાં ૮૦૦૦ કરોડપતીઓ મોજુદ છે જેઓમાંથી કેટલાકો અબજોની મિલ્કત ધરાવે છે, અને ગરીબ દુઃખીયારાની સંખ્યા પચાસેક લાખની છે. આજે ૩,૫૦,૦૦૦ માણસો પ્રજાની સઘળી દોલતના માલેક છે, જયારે ૧૮૮૬ના ઇન્ડસ્ટ્રીઅલ રેમ્યુનરેશન કોન્ફરંસના હેવાલમાં મી૦ ફ્રેડરીક હેરીસને લખ્યું હતું કે "દોલતની ખરી ઉત્પત્તિ કરનાર (મજુરો)ની સંખ્યાના ૯૦ ટકા જેટલા માણસો પોતાની માલેકીની

કહી શકાય એવાં ઘરબાર ધરાવતા નથી અને એક ખટારામાં સમાય એ સિવાય કશી કીમતની ચીજના માલેક નથી.” એવું કહેવાય છે કે અમેરીકાના સંયુક્ત પ્રાતોમાં ૧,૦૦,૦૦,૦૦૦ એક કરોડ કરતાં વધારે માણસો ગરીબ મુફલેસ છે, જ્યારે એ પ્રાંતોની કુલ વસ્તી ૧૮૯૦માં ૬,૨૦,૦૦,૦૦૦થી કાંઇક વધારે હતી. ૨૦,૦૦,૦૦૦ વીસ લાખ નાના છોકરાઓ અને ૫૦,૦૦,૦૦૦ પચાસ લાખ સ્ત્રીઓ માત્ર પેટના ગુજરા માટે મહેનત મજુરી કરે છે. પેન્સીલ્વાનીઆની કોલસાની ખાણોમાં ૨૪ હજાર નાના છોકરાઓ છે જેઓમાં ૧૧ હજાર નાની વયની છોકરીઓ છે. મી૦ કરી કહે છે કે “ખાનગી આસામીઓએ સાહસ કરીને સઘળી કીમતી જમીન ખરીદી લીધી છે જે મુખ્ય કરીને મોટા નફાના સાહસો માટે રાખી મેલવામાં આવી છે. જમીનની વહેંચણીના કાયદા મુજબ ટકસામાં ૨,૪૦,૦૦૦ એકર જમીન એ મંડળીઓના કબજામાં છે. જો પડતલ કે બિનખેડાયલી જમીન મળી શકતી હોય તો તેને ફલદ્રુપ બનાવવા માટે જ્ઞાન, પૈસા અને વખત જોઇએ, અને ગરીબ દુખ્યારા ભાગ્યેજ એ કામને પ્હોંચી શકશે......એ દેશની ફક્ત દશ ટકા જેટલી વસ્તી પોતાના ઘરબારવાલી છે, અને સંયુક્ત પ્રાંતોના અરધાં જેટલાં ખેતરો દોલતમંદ જમીનદારોની માલેકીમાં છે, જ્યારે બાકીનો મોટો ભાગ ગીરો મુકાયલાં છે. જો આબાદીની હાલની ગતિ ચાલુ રહેશે તો લાંબો સમય ગુજરવા પહેલાં જેવી રીતે આયર્લાંડના ખેડુત વર્ગની આજે ગતિ થઇ છે તેવી રીતે અમેરીકાનો ખેડુત વર્ગ જમીનથી હાથ ધોઇ બેસશે.

માત્ર અમેરીકામાંજ વ્યાજની છુટની ભૂંડી અસરો જોવામાં આવતી નથી. યુરોપમાંએ લગભગ એવીજ સ્થીતિ છે. યુનાઇટેડ કીંગ્ડમની અરધી જમીન ૨૫૦૦ માણસો પોતાના કબજામાં ધરાવે છે, અને ૩૦ ટકા જેટલી વસ્તીને પેટ પૂરતું ખાવાનુંએ મળતું નથી. પચ્ચીસ લાખ માણસો પ્રજાની સઘળી દોલત ધરાવે છે, અને બાકીના ૩,૨૦,૦૦,૦૦૦ માણસોની વસ્તી મજુરી માટે એજ માણસોના મોહતાજ છે. હિંદુસ્થાનમાં એથીએ ખરાબ હાલત છે. વ્યાજને લીધે ઘણી ખરી જમીન ગરીબ ખેડુતોના હાથમાંથી નીકળીને વ્યાજે નાણા ફેરવનાર શાહુકારોના હાથોમાં જતી રહી છે, અને સરકારે એ ખરાબીને તેના જડમૂળથી અટકાવવાનો સીધો ઉપાય લેવાને બદલે જમીનના વેચાણ ઉપર અટકાવતો નાખી છે, જે ખેડુતોને તેઓની મુસ્કેલીઓમાં મદદ કરવાને બદલે લાલચુ શાહુકારોને વધારે જમીન મેળવતાં રોકયા છે. પણ અસલમાં જે ઉપાયોથી ખેડુતોની મુસ્કેલીઓ દુર કરવામાં મદદ મળી શકે છે તે એ છે કે સરકારના તરફથી ગોઠ

ખોલવામાં આવે અને દુકાળ જેવા સમયમાં, જ્યારે પાક નિષ્ફળ જાય અથવા ઢોરો બીમારીથી મરી જાય ત્યારે, નાના નાના ખેડુતો જેઓનું ગુજરાનનું એકલું સાધન તેઓના પોતાના ખેતરોજ છે તેઓને વગર વ્યાજે નાણા ધીરવામાં આવે. પણ જ્યાંસુધી આવો કોઇ ઉપાય લેવામાં નહિ આવે ત્યાં સુધી માત્ર વધારે ટકા વ્યાજ લેવાની મનાઇના હુકમથી કશો લાભ થવાનો નથી. શાહુકારોને એવા કાયદાના પંજામાં નહિ આવવાની યુક્તિઓ આવડે છે, અને ઘણું કરીને એવું થાય છે કે એકસો રૂપીઆનું કરજ જે એ કે ત્રણ વરસમાં ચુકવી આપવું જોઇએ તે લખતમાં પહેલાંથીજ રૂ. ૨૦૦ લખાવી લેવામાં આવે છે, અને અદાલતોને ખરી હકીકતની ખબર કદી મળવા પામતી નથી. કાળના સમયમાં ખેડુતને ઓછા દરનું વ્યાજ પણ ચુકવવાનું ભારે પડે છે, અને સરકાર કે જેની મહેસુલનો મોટો ભાગ ખેડુત વર્ગ પાસેથી મળે છે તેની ફરજ છે કે સંકટના સમયમાં ખેડુતોના સંકટ નિવારણ માટે તરત કોઈ ઘટતો ઉપાય લેવો.

હવે હું કુરાન શરીફની તે આયતોને બ્યાન કરૂં છું જેમાં વ્યાજની મનાઇનો હુકમ છે. માલ મિલકતમાંથી જાહેર રીતે અને છુપી રીતે ખેરાત કરવાની પછીજ એ આયત છે કે "જે લોકો સૂદ ખાય છે તેઓ કયામતના દીવસે ઉભા નહિ થશે પણ એવા માણસની પેઠે જેને શેતાને લપટીને દીવાના કરી દીધો હોય" (અલબકર રૂકુ ૩૭). કુરાન મજીદમાં એ જગ્યાએ રિબા (વ્યાજ) લખ્યું છે, અને એ શબ્દની ઉપર ઘણી તકરાર થઇ છે કે એ આયતમાં એની શી મતલબ છે. એનો શબ્દાર્થ વધારો અથવા ઉમેરો એવો થાય છે, પણ વ્હેવારમાં એનાથી તેજ મતલબ થાય છે જે શરૂઆતમાં સૂદખોરીથી થતી હતી, એટલે એનો અર્થ કરજની ઉપર વ્યાજ થાય છે. કેમકે એજ આયતની પછીની ત્રીજી ચોથી આયતથી દેખીતી રીતે જાહેર થાય છે, જ્યાં સાફ સાફ શબ્દો રિબા અને રાસુલ માલના આવ્યા છે જેઓથી અનુક્રમે વ્યાજ અને મૂળ રકમ એવી મતલબ થાય છે. એ ઉપરાંત ઉપર જણાવેલી આયતમાં રિબા અને વેપારના નફાનો ફેર એ ખુદ રિબાના અર્થોને જાહેર કરે છે, કેમકે એ આયતના બીજા ભાગમાં એ મતલબ છે કે "ખુદા તઆલાએ વેચાણને હલાલ કર્યો છે, અને રિબા (સૂદખોરી)ને હરામ." એ ઉપરથી જાહેર થાય છે કે એ આયતમાં વ્યાજની મનાઇ બ્યાન કરવાથી કુરાન શરીફનો ઉદ્દેશ તે ચાલને નાબુદ કરવાનો હતો જે ચોકસ દરના વ્યાજે કરજ દેવાના સંબંધમાં પયગમ્બર અલયહિસ્સલામના આવવા પહેલાં બીજા સઘળા મુલ્કોની પેઠે અરબમાં પણ ફેલાયલી હતી એ આયતમાં એક બીજી વાત બ્યાન

આપવા લાયક છે, અને તે એ છે કે જે માણસ વ્યાજે નાણા ધીરે છે તેની એવા માણસ સાથે સરખામણી કરી છે જો શેતાનના સ્પર્શથી પડી ગયો હોય અથવા દીવાનો થઇ ગયો હોય (અસલ શબ્દથી બંને અર્થ થઈ શકે છે). કુરાન શરીફે આ એકજ શબ્દમાં વ્યાજખોરીના સઘળાં ખરાબ પરીણામો બતાવી આપ્યાં છે અને આ એ પાક કિતાબનો ખાસ્સો છે કે ઘણી જગ્યાએ એકજ શબ્દમાં એક લાંબા વિષયની ફિલ્સુફી બ્યાન કરી દે છે. અહિં કહેવામાં આવ્યું છે કે સુદ ખોર કદી પણ સીધો ઉભો થઇ શકતો નથી, પણ જ્યારે તે ઉભા રહેવાની કોશિશ કરે છે ત્યારે પડી જાય છે. સુદખોરીની મારફતે દોલત વધારવાની ઇચ્છાને શેતાનના હાથ લગાડવા સાથે સરખાવ્યું છે જેને લીધે માણસ જમીન ઉપર ઝુકાયલો રહે છે, એટલે બિલ્કુલ ઝમીની (દુન્યાદાર) થઈ જાય છે; આસ્માન અથવા પરલોકથી તેને કોઈ સંબંધ રહેતો નથી. સુદખોર દરેક વખતે અને દરેક વાતે એજ ફિકર અને ચિંતામાં રહે છે કે કેવી રીતે તેની દોલતમાં વધારો થાય. એજ કારણને લીધે તે હદ ઉપરાંત જમીન તરફ (દુન્યાદારી તરફ) વધારે ઝુકેલો કહેવાય છે, અને ઇન્સાની જીંદગીના સારા નેમોની ઇચ્છા તેના મનમાં પેદા થઈ શક્તી નથી. તે પોતે પડી ગયેલો હોવાથી પોતાના જાતિભાઇઓને પણ કોઇ પ્રકારની મદદ આપી શકતો નથી. તે એજ દુન્યાની ઇચ્છાઓ પાછળ દીવાનો બનેલો હોય છે, અને સારા અને પાક વિચારોથી રહિત હોય છે. શેતાનનો અર્થ દુન્યાદારી થાય છે; અને શેતાનના સ્પર્શની મતલબ દુન્યાની મોહબ્બત છે. હમદરદી, મોહબ્બત અને માયાળુપણાની ખામી જે સુદખોરીનું પરીણામ છે તે નીતિની પડતીનુ કારણ થઈ પડે છે, જેને જમીન ઉપર પડેલા હોવાથી સરખાવવામાં આવ્યું છે.

બીજી આયત જેમાં સુદખોરીની મનાઈનો હુકમ એથી પણ વધારે અસરકારક શબ્દોમાં બ્યાન કરવામાં આવ્યો છે તે એ છે કે " અય લોકો જેઓ ઇમાન લાવ્યા છો, અલ્લાહથી ડરો અને વ્યાજના પેટે જે બાકી રહ્યું છે તે જતું કરો, જો તમે ઇમાનવાલા હોવ. અને જો એમ નહિ કરો તો અલ્લાહ અને તેના રસુલની સાથે લડાઈ કરવા માટે ખબરદાર થઈ જાઓ; અને જો તમે તોબા કરો તો તમારી મૂળ રકમ તમારા માટે છે. તમે જુલમ નહિ કરો તો તમારી ઉપર જુલમ થશે નહિં. અને જો કરજદાર તંગીમાં હોય તો તેનો હાથ છુટો થાય ત્યાં સુધી તેને મુદત આપો, અને એ મુદ્દલ રકમ પણ ખેરાત કરો તો તમારા માટે બેહતરી છે, જો તમે જાણતા હોવ, (અલબકર રૂકુ ૩૭). એ આયતથી કેટલીક વાતો ઉપર અજવાળુ પડે છે. બાકીનું વ્યાજ જતું કરવાના હુકમની પહેલાં પરહેઝગારી

અખ્ત્યાર કરવાનું ફરમાન છે, કેમકે માણુસ જાતને ફાયદો પહોંચાડવાનું કામ એ હકીકતમાં તકવાનો રસ્તો છે. એ ઉપરાંત એ હુકમથી એ પણુ જણુાય છે કે સઘળા હુકમોમાં કુરાન શરીફનો જે હેતુ હોય છે તે તકવા મેળવવાનોજ છે. એથીજ એ વાતની પણુ તુલના થઇ જાય છે કે નબીએ કરીમ ( સ૦ )ને કેટલી મોટી ફિકર રહેતી હતી કે આપના માનનારાઓ પરહેઝગારીનો ભારે દરજ્જો મેળવે, અને જેવી રીતે આપને એ વાતની ફિકર રહેતી હતી તેવીજ રીતે જે પરીણુામો મળ્યાં તે પણુ જેવાં તેવાં નથી, કેમકે આપના પાક તાલીમે પરહેઝગારીની એવી રૂહ આપના માનનારાઓમાં ફુંકી કે જેની મિસાલ મળતી નથી. મુસલમાનોમાંથી જે લોકો કોઇપણુ કરજ ઉપર વ્યાજ લેવાનું જાએઝ ઠરાવવા ચાહે છે તેઓએ બીજો નહિ તો એટલોજ વિચાર કરવો ઘટે છે કે પહેલાના જમાનાના મુસલમાનોએ જ્યારે સાચી પરહેઝગારી મેળવવા માટે પોતાની સઘળી દોલત ખુદાના માર્ગમાં આપી દીધી ત્યારે આપણે જો વ્યાજની મનાઇના હુકમ મુજબ નહિ ચાલીએ તો તે દરજ્જાને કેવી રીતે મેળવી શકીશું ?

ઉપલી આયત ઉપરથી એ પણુ સિદ્ધ થાય છે કે નબીએ કરીમ (સ૦)ની શક્તિ કેવી જબરદસ્ત હતી કે જેનાથી આપે સઘળી ખરાબીઓને જડમૂળથી ઉખેડી નાંખી. મને તઅજ્જુબ થાય છે કે કેટલાક મુસલમાનો કહે છે કે નબીએ કરીમ (સ૦) અનેક સ્ત્રી પરણુવાની ચાલને એટલા માટે દુર કરી શકયા નહિ કે એ ચાલ અરબના મુલકમાં જડ ઘાલી ગઇ હતી. એનાથી વધારે વ્યાજે જડ ઘાલ્યું હતું, કેમકે એ એક એવી બદી હતી જેમાં માલદાર માણુસો જેઓ કોમમાં પણુ વધારે લાગવગ અને સત્તા ભોગવતા હતા તેઓને ખરેખર ફાયદો હતો. એ ખરાબીને દુર કરવા કરતાં બીજું કોઇ કામ મુસ્કેલ નહતું. પણુ જુઓ કે કેવી ચોખ્ખી રીતે વ્યાજની મનાઇનો હિકમતથી ભરેલો હુકમ આપવામાં આવ્યો " વ્યાજના પેટે જે બાકી રહ્યું છે તે જતું કરો, જો તમે ઇમાનવાલા હોવ; અને જો એમ નહિ કરો તો અલ્લાહ અને તેના રસુલની સાથે લડાઇ કરવાને ખબરદાર થઇ જાઓ." આ લડાઇની ધમકી કાફરોના મુકાબલામાં નહિ હતી કે જેથી કોઇ એવું કહી શકે કે નબીએ કરીમ (સ૦)ને પોતાના વિરોધીઓના મુકાબલામાં પોતાના માનનારાઓની શક્તિ ઉપર ભરોસો હતો; બલ્કે એ ખેતાબ મોમીનોનેજ કરવામાં આવ્યો હતો, અને તેઓનેજ ખુલ્લા ખુલ્લા શબ્દોમાં કહેવામાં આવ્યું હતું કે તેઓ સહબુરીથી બાઝ નહિ આવે તો અલ્લાહ અને તેના રસુલની લડાઇ માટે ખબરદાર રહે. લડાઇ પણુ કોની સાથે? અલ્લાહ અને તેના

રસુલની સાથે. આ શબ્દો કોઈ પણ ઇન્સાનના મોઢેથી નીકળી શકતા નથી. વિચાર કરવાની વાત છે કે એક માણસ જે દરેક બાજુથી મોટા દુશ્મનોથી ઘેરાયલો છે તે પોતાના માનનારાઓને કહે કે જો તેઓ સુદખોરી નહિ મૂકશે તો તેઓની સામે લડાઇ જાહેર કરવામાં આવશે. શું એવો શખ્સ કોઇ બુરાઇની મઝમ્મત કરવાથી ધાસ્તી ખાઇ શકે છે? જો ઇન્સાફપસંદ માણસ એ વાતની ઉપર વિચાર કરે તો તેનું મન એક અજબ ખૂબીથી ઉભરાઇ જાય છે કે આપને ખુદાની ઝાત ઉપર કેવો ભરોસો હતો. તેની ઇચ્છાને પૂરી કરવાને ન તો પોતાના દુશ્મનોની દરકાર રાખી, ન તો મિત્રોની; તે મનની શક્તિને જુઓ કે જે લોકો તે વખત સુધી સાથે થયા હતા તેઓને એવું કહેવામાં આવે છે કે જો તમે બ્યાજ નહિ મુકશો તો ખુદા અને તેના રસુલ તમારી સામે જંગનો એલાન કરશે. ખુદાથી નહિ બીનાર મુખાલેફ કહે છે કે આપે સત્તા મેળવ્યા પછી લડાઇ શરૂ કરી, પણ બતાવો કે આ વખતે કોને સાથે રાખીને જંગનો એલાન કર્યો હતો? આપે એ વાતની પરવા નહિ રાખી કે સાથે મદદગાર કોણ થશે, પણ એજ કહ્યું કે ખુદા અને તેનો રસુલ તમારી સાથે જંગ કરશે. અસલ વાત તો એ છે કે નબીએ કરીમ (સ૦)માં દરેક જાતની બુરાઇઓ દૂર કરવાની એક કુદરતી નૈતિક બળ જોવામાં આવે છે. કોઈ બીજા સુધારકે એવી શક્તિ અને હિમ્મત કદી પણ દેખાડી નથી. વાંચનાર એનાથી એ પણ તુલના કરી શકે છે કે સુદખોરી અને બ્યાજખોરોથી આપને કેટલી મોટી નફરત હતી. અને વળી પોતાના માનનારાઓની નજરમાં પણ આપ એને કેવી નાપસંદ બનાવવા ચાહતા હતા. બ્યાજખોરીની એટલી બધી બુરાઈ બ્યાન કરવી એ એ વાતને સારી રીતે સાબિત કરે છે કે કોઈ પણ સ્વરૂપમાં એની છુટ બહાલ રાખવામાં આવી નહિ. જો કુરાન શરીફનો એ હેતુ હોત કે ચોક્સ પ્રકારનું બ્યાજ, જેમકે આજકાલના વેપારી બ્યાજ ચાલુ રહે તો તેની બુરાઇમાં એવા સખ્ત શબ્દો બોલવામાં નહિ આવતે; એટલુંજ નહિં પણ બીજી કોઇપણ બદીના સંબંધમાં એવા સખ્ત શબ્દો બોલવામાં આવ્યા નથી. પણ સુદખોરીની કોઇપણ જાત વાજબી લેખવા જોગ હોત તો એ બનવાજોગ ન હતું કે એવો શબ્દ જેનાથી સુદખોરી ઘણી સખ્ત નાપસંદ કરવા જોગ ગણાય તે વાપરવામાં આવતે.

હવે હું એ વિષય હાથ ધરૂં છું કે કેટલાક મુસલમાનો તરફથી હિંદુસ્થાનમાં શરીઅતના આધારે બ્યાજને જાએજ ઠરાવવાની કોશિસ કરવામાં આવે છે. એ સંબંધમાં હું ફકત તે લોકોના વિચારો ઉપર ટીકા કરીશ

જેઓએ વ્યાજની આમ (સામાન્ય) મનાઇનો ઇન્કાર ન કરતાં એ વલણ અખ્ત્યાર કર્યું છે કે ચોક્કસ સંજોગોમાં મુસલમાનોએ બીજી કોમો પાસેથી વ્યાજ લેવું જાએઝ છે. આ સઘળી કોશિશોમાં સઉથી વધારે વજન એ સવાલની ઉપર નાખવામાં આવ્યું છે કે "રિબા" શબ્દનો ખુલાસો શરીઅતે કર્યો નથી. એ કારણને લીધે એ શબ્દના અર્થમાં શક છે. પણ એ માત્ર એક બહાનું છે. ઇસ્લામના ફુકહા (ધારાશાસ્ત્રીઓ) રિબાની બે જાતો બતાવે છે. એક "રિબાઉન્નસીયત" જેને એવો વધારો કે નફો કહેવામાં આવે છે જે કરજે આપેલા નાણાના ઉપયોગના બદલામાં અમુક મુદતસર લેવામાં આવે છે. બીજી "રિબાઉલફદલ" એટલે જે વધારો કે નફો એકજ પ્રકારની ચીજ હાથો હાથ આપ લે કરતાં લેવામાં આવે છે, દાખલા તરીકે ઘઉંના બદલામાં ઘઉં અથવા રોકડના બદલામાં રોકડ અથવા સોનાના બદલામાં સોનું. એ મુજબ રિબાના વિષયમાં જે બે પ્રકારો બતાવવામાં આવે છે, તે આ ફેર કે અંતરની તકરારને લીધે છે. પણ એને અમારા વિષય સાથે કશો સંબંધ નથી, કેમકે એમાં હું વ્યાજ ખાવાની મનાઇને સાબિત કરવા ચાહું છું. કોઇ મુસલમાન આલિમે કદીપણ એ વ્યાજ જે આજ કાલ પણ દુન્યામાં ચાલુ છે, તેને રિબાની વ્યાખ્યામાંથી બાતેલ ગણ્યું નથી, બલ્કે એ તો રિબાની તે જાત છે જેને શરીઅતમાં રિબાઉન્નસીયત કહેવામાં આવે છે. હવે અમારા વિદ્વાનોએ જે બધી તકરાર રિબાના અર્થના સંબંધમાં કીધી છે, તેનો મૂળ મુદ્દો એ છે કે રિબાઉલફદલનો પણ એ રિબામાં સમાવેશ થાય છે કે નહિ જેને કુરાન શરીફે હરામ ઠરાવ્યો છે. એ ચર્ચાને પણ વ્યાજના વિષય સાથે કશો સંબંધ નથી, કેમકે રિબા ખાતરી પુર્વક વ્યાજના અર્થોમાં આવે છે. મારી પોતાની સમજ મુજબ રિબાઉલફદલનો એ હુકમમાં સમાવેશ થતો નથી જે સુરએ બકરના વ્યાજને લગતી આખરી આયતમાં રિબાની મનાઇના સંબંધમાં આપવામાં આવ્યો છે, કારણકે એ આયતોમાં અલ્લાહ તઆલા "રાસુલમાલ" એટલે મુદલ રકમ અને "રિબા" એટલે વ્યાજ એઓનું જુદું જુદું બયાન કરે છે. પણ રિબાઉલ ફદલમાં રાસુલમાલ એટલે મુદલ રકમ એવો કોઈ શબ્દજ નથી. રાસુલમાલ તો તે કરજની રકમનું નામ છે જે અમુક મુદત માટે કોઇને આપવામાં આવી હોય, અને તેની રિબા તે નફાની રકમને કહેવામાં આવે છે જે કરજ તરીકે આપવામાં આવેલા નાણા ઉપર લેવામાં આવે છે, એટલે વ્યાજ. એક સરખી ચીજોની હાથો હાથની આપસેમાં જે નફો કે વધારો લેવામાં આવે છે તેની મનાઇના સંબંધમાં જે કાંઈ હુકમો છે તે ફક્ત

હદીસોમાં છે; અને કુરાન શરીફની આયતોમાં તેજ રિબા મુરાદ છે જેને આપણે વ્યાજના નામથી ઓળખીએ છીએ.

જે વ્યાજની કુરાન શરીફે મનાઇ કરી છે તે અરબના લોકોમાં જહાલતના જમાનામાં એટલે અમારા નબીના આવવા પહેલાં જાણીતું અને વ્હેવારમાં ચાલુ હતું. ઇમામ રાઝી પોતાની તફસીર (કુરાનની ટીકા)માં એ અંધકારના સમયમાં ચાલતી રિબાને એવી રીતે બ્યાન કરે છે કે "રિબાઉન્નસીયત તે વ્યાજનું નામ છે જે અરબના લોકોમાં ગુમરાહીના વખતમાં મશહુર અને જાણીતી બાબત હતી, અને તે એ હતી કે એક માણસ બીજાને અમુક રકમ કરજ તરીકે એવી શરતે આપતો હતો કે કરજ લેનાર આસામી દર મહીને ઠરાવેલી રકમ (જેને વ્યાજના દર કહેવો જોઇએ) નાણા ધીરનારને આપતો રહે; અને રાસુલમાલ (મુદલ રકમ) દસ્તુર મુજબ કરજ લેનારના માથે બાકી રહેતી હતી; જ્યારે કરજની મુદત પૂરી થઈ જતી ત્યારે નાણા ધીરનાર પોતાના દેણદારની પાસે પોતાના રાસુલ માલની ઉઘરાણી કરતો. ફરી જો તે કરજદાર ચુકવી નહિ શકતો તો એક તરફ કરજની રકમ અને બીજી બાજુ મુદત વધારી આપવામાં આવતી. આ તે રિબા હતી જે અય્યામે જહાલતમાં ચાલુ હતી." રિબાના અર્થો આટલા બધા ખુલ્લા અને સ્પષ્ટ શબ્દોમાં હોવા છતાં પણ એવું કહેવામાં આવે છે કે હઝરત ઉમર (રદી.)ને પણ રિબાના અર્થની ખબર ન હતી! અને તેમણે કહ્યું હતું કે હઝરત રસુલે અકરમ (સ૦)એ પણ રિબાના કાંઈ અર્થ બતાવ્યા નહિ!! એટલા માટે કે આપને વખતજ નહિ મળ્યો!!! અફસોસ. એમાં શક નથી કે સૂરએ બકરની તે આયતો જેમાં રિબાની મનાઇનો હુકમ નાઝિલ થયો છે તે હઝરત (સ૦)ની જીંદગીના આખરી દહાડામાં નાઝિલ થઈ છે. પણ એમ કહેવું કે આપને એ આયતોના ઉતર્યા પછી એટલી મુદત પણ મળી નહિ કે જેથી આપ રિબાના અર્થોનો ખુલાસો કરી શકતે, અને એ મસઅલો ખુલાસા વગરજ રહી ગયો, એ બિલકુલ બેહુદો દાવો છે. શું રિબાની સમજુતી માટે વરસો કે મહિના કે દિવસોની જરૂર હતી? અગર કોઈ પણ સમજુતીની જરૂર હતી તો એ તો એક મિનિટનું પણ કામ ન હતું. એ શબ્દ અરબમાં સામાન્ય રીતે વપરાતો હતો, અને રિબાનો વ્હેવાર સામાન્ય હતો. આખરે એના ખુલાસા માટે કોઇ પુસ્તક તો નહિ લખવું હતું. એની કાંઇપણ સમજણ અરબના લોકોને હતી તો ખરીજ. જો કુરાને શરીફે આ સાધારણ અર્થોને બદલે રિબાને કોઇ બીજા અર્થમાં વાપર્યો હોત તો એ બનવાજોગ ન હતું કે જનાબ રિસાલત મઆબ (સ૦) એની

મતલબ મુસલમાનોને નહિ સમજાવતે. શું એ માનવાજોગ છે કે કુરાન શરીફ એટલી બધી સખ્તાઇથી મુસલમાનોને વ્યાજખોરીથી બાઝ રહેવાનો હુકમ આપતે, અને તેઓને ખુલ્લા શબ્દોમાં એ લડાઇનો સંદેશો આપતે કે જો તમે વ્યાજને નહિ મુકશો તો ખુદા અને તેના રસુલની સાથે તમારી લડાઈ છે, જ્યારે એ વાતની તેઓને ખબરજ નહિ આપવામાં આવી કે રિબાની મતલબ શું છે? ન તો હઝરત (સ૦)એ કાંઇ સમજાવ્યું નતો કુરાન શરીફે એનો ખુલાસો કર્યો. એ કેવી અણસમજની વાત છે. જે શખ્સ એવું કહે કે કુરાન શરીફે એવા હુકમો પણ આપ્યા છે, અને તેઓની ઉપર અમલ કરવાને તાકીદ ફરમાવી છે, અને તેથી ઉલ્ટું ચાલનારને અઝાબની ખબર આપી છે, પણ તેની સમજુતિ બતાવી નથી, તે કુરાન શરીફથી તદન જાહેલ અને અજ્ઞાન છે. "રૌઝુર રૂબા ફી હકીકતિરરિબા"નો લખનાર જે એક મશ્હુર મોલવી છે તે એવોજ મત જાહેર કરે છે, અને વળી તેના ટેકામાં દાખલો ટાંકી જણાવે છે કે "સલાત (નમાઝ), રોઝા (અપવાસ) અને ઝકાત (ફરજીઆત દાન) એ પણ ખુલાસા વગરના શબ્દો છે." એ શબ્દોના મૂળ અર્થોનો અમારે ખુલાસો કરવાની જરૂર નથી. પણ સવાલ એ છે કે જ્યારે કુરાન શરીફમાં એઓના સંબંધમાં હુકમો આપવામાં આવ્યા ત્યારે શું મુસલમાનો સમજતા ન હતા કે નમાઝ રોઝા અને ઝકાતથી શું મુરાદ છે? એવો ખ્યાલ મોલવીપણાના નામને એબ લગાડે છે. જ્યારે બીજા હુકમો આપીને હઝરત (સ૦)એ અથવા કુરાન શરીફે નમાઝ, રોઝા અને ઝકાત કેવી શરતોથી અદા કરવાં જોઇએ તે સમજાવી આપ્યો ત્યારે એ વાત સમજમાં નથી આવતી કે જ્યારે રિબાની મનાઇનો હુકમ આપવામાં આવ્યો ત્યારે જો એ શબ્દની સમજૂતિ આપવાની જરૂર હતી તો તેનો ખુલાસો શા માટે નહિ આપવામાં આવ્યો? કેમકે ફરી તો એ હુકમજ નકામો અને અર્થ વગરનો ઠરયો. પણ અસલ વાત એ છે, અને હઝરત ઉમર (રદી૦)નું પણ કહેવું એ છે કે એ શબ્દ એટલો મશ્હૂર અને વ્હેવારમાં ચાલુ હતો કે તેના ખુલાસાની જરૂરતજ ન હતી.

એ ઉપરાંત એ વાત તદન ખોટી છે કે હઝરત (સ૦) એ હુકમના ઉતરયા પછી, એટલી ટુંક મુદતમાં વફાત પામ્યા કે આપને એનો ખુલાસો કરવાનો પ્રસંગજ નહિ મળ્યો. કેમકે એ આયતના નાઝિલ થયા પછી આપનું "હુજ્જતુલ વિદાઅ" કરવું સાબિત છે એટલે આપે મુસલમાનોને એકઠા કરીને એક લાંબી વઅઝ કરી હતી. એ હકીકત સઘળી ભરોસાદાર હદીસની કિતાબોમાં લખવામાં આવી છે, અને આપના એજ ભાશણ દરમ્યાન

વ્યાજની મનાઇના સંબંધમાં પણ જોર દેવામાં આવ્યું છે. સુલેમાન બિન અમ્રો પોતાના બાપથી રિવાયત કરે છે કે તેમણે કહ્યું કે મેં હુજ્જતુલ વિદાઅમાં, રસુલુલ્લાહ (સ૦)ને એવું કહેતાં સાંભળ્યું કે જુઓ! જહાલતના રિબામાંથી સઘળી રિબાને મોકૂફ કરવામાં આવે છે. હા, રાસુલમાલ (મુદલ રકમ) લેવાનો હક તમને છે. ન તો તમે બીજાની ઉપર જુલ્મ કરો, ન તો તમારી ઉપર જુલ્મ કરવામાં આવે. જુઓ, જહાલતના ખૂનમાંથી સઘળા ખૂન બંધ કરવામાં આવે છે, અને પ્હેલું ખૂન જે હું બંધ કરૂં છું તે હારેસ બિન અબ્દુલ મુત્તલેબનું ખૂન છે.........એની પછી આપે પોકારીને ફરમાવ્યું, શું મેં તમોને અલ્લાહનો હુકમ પ્હોંચવી દીધો છે? અને સઘળાઓએ કહ્યું હા, આપે પ્હોંચવી દીધો છે. ત્રણ વખતે આપે એવી રીતે ફરમાવ્યું અને સઘળી વખતે હકારનો જવાબ આપવામાં આવ્યો. એની પછી આપે ફરમાવ્યું, અય ખુદા, તું ગવાહ (સાક્ષી) રહે," એટલે એ વાતની ઉપર કે મેં એ લોકોને તારો હુકમ પ્હોંચાડી દીધો છે, અને તેના એઓએ ઇકિરાર કર્યો છે. હદીસના એ શબ્દો મેં અબુ દાઉદની હદીસની કિતાબમાંથી લીધા છે, પણ ઘણા થોડા ઘટારા વધારા સાથે. એજ શબ્દો સઘળી મોઅતબર હદીસની કિતાબોમાં જોવામાં આવશે. હવે સિદ્ધ થઇ ગયું કે આપનું ઉપર મુજબનું ફરમાવવું સુરએ બકરની વ્યાજની આયતોના ઉતરયા પછી હતું, અને તે આયાતમાં પણ બરોબર એજ મુજબ જણાવવામાં આવ્યું છે કે રાસુલ માલ (મુદળ રકમ) તમોને પાછી મળશે, પણ રિબા તમારી ઉપર હરામ કરવામાં આવી છે. અહિં હઝરત (સ૦) તો ખુલ્લી રીતે સમજાવે છે કે જહાલતના સમયમાં તમે જે વ્યાજ લેતા હતા તે સૌ અને જરાએ જરા મોકૂફ કરવામાં આવે છે; જ્યારે આ જમાનાના કહેવાતા ધર્મગુરૂઓ અમને એવું સમજાવે છે કે હઝરત (સ૦)ને વખતજ નહિ મળ્યો કે એવું બતાવી શકે કે કયું વ્યાજ હરામ કરવામાં આવ્યું છે અને કયું હલાલ. કોઇપણ જાતનું વ્યાજ આપે બાકી રહેવા દીધું નહિં. અને જેવી રીતે કુરાન શરીફમાં હુકમ હતો તેવી રીતે ફરમાવ્યું કે તમારી મુદળ રકમ જેને રાસુલ માલ કહેવામાં આવે છે અને જે કરજ તરીકે ધીરવામાં આવી હતી તે તમને પાછી મળી શકે છે. શું હજુ પણ રિબાના અર્થોમાં કાંઈ વાંધો છે? ફરી આપે મોટા સાદે હજારો માણસોની સામે થઇને કહ્યું કે શું મેં આ સંદેશો તમને પ્હોંચવી દીધો છે? સઘળાઓએ એક મતે જણાવ્યું કે બેશક આપે પ્હોંચવી દીધો છે. જો રિબાના અર્થમાં તેઓને જરાએ શક હતો તો તે વખતે તેઓનાં મોઢાં ઉપર કોણે હાથ રાખ્યો હતો કે

તેઓ એવું કહેતે કે અય રસૂલે ખુદા, અમને હજુ સુધી રિબાની સમજ પડી નથી, જરા એની સમજુતી આપશો. એક વખતે નહિ પણ ત્રણ વખતે તેઓએ એવી ગવાહી દીધી કે હા, અમે એ વાતને સમજી લીધા છે, અને આપે ખુદાનો ફરમાન અમને પ્હોચવી દીધો છે. ખરેખર હઝરત ઉમર (રદી૦) પણ ત્યાં હાજર હતા. અને જો તેમણે આ પ્રસંગે કાંઇ બોલ્યા નહિ, ત્યારે પાછળથી તેવણ એવું કેમ કરીને કહી શકતા હતા કે રિબાની મતલબ અમારી સમજમાં આવી નથી, કેમકે હઝરત (સ૦)ને એનો ખુલાસો કરવાનો પ્રસંગજ નહિ મળ્યો?

બીજી પણ ઘણી હદીસો છે જેમાં વ્યાજના સંબંધમાં ભારે અઝાબનું બ્યાન કરવામાં આવ્યું છે. હું સમજી શકતો નથી કે એ હઠધર્મી છે કે સમજની ખામી જે એવું કહેવામાં આવે છે કે રિબાના અર્થની સહાબાને ખબર નહતી. વળી એ હદીસો ઉપર આખી ઇસ્લામી દુન્યાનો શરૂઆતથી તે અત્યાર સુધી અમલ પણ છે જેથી એઓના ભરોસાપાત્ર અને ખરા હોવામાં શક રહેતો નથી. એક હદીસ કે જેને સઘળી મોઅતબર હદીસની કિતાબો એ નકલ કરી છે તેમાં એવું લખ્યું છે કે રસૂલુલ્લાહે સૂદ લેનાર, સૂદ દેનાર સૂદની કબુલાતના લખતમાં શાક્ષી પૂરનાર અને તે લખનાર એઓ સઘળાની ઉપર લઅનત કરી, કેમકે તેઓ સઘળા એજ બદીના ફેલાવનાર છે. એ બનવાજોગ નથી કે મુસલમાનો રિબાના ચોકસ અર્થને સમજ્યા વગર આ સઘળા હુકમોને સાંભળ્યા કરતે. બુખારી શરીફમાં એક બીજી હદીસ છે જે હજરત મસરૂક જનાબ ઉમ્મુલ મોમેનીન હજરત બીબી આયશા સિદ્દિકહ (રદી૦)થી રિવાયત કરે છે કે "જ્યારે સૂરએ બકરની આખરી આયતો (જે વ્યાજના સંબંધમાં છે) નાઝિલ થઇ ત્યારે હઝરત (સ૦)એ તે આયતોને મસ્જીદમાં મુસલમાનોને કહી સંભળાવી, અને એ પછી આપે શરાબના વેપારને હરામ ઠરાવ્યો." એ હદીસ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે એ આયતોના ઉતરયા પછી એક બીજી બદીને અટકાવવાને આપને પૂરતો સમય મળ્યો હતો; અને તેથી કોઇપણ સમજદાર માણસ એવું કહેશે નહિ કે અગર રિબાના અર્થની ખરેખર જરૂર પણ હતી તો તે સમજાવવાને આપને અવકાશ નહિ મળ્યો. "સૌઝુર રૂબા"ના લેખક જે હિન્દુસ્તાન જેવા દેશોમાં જ્યાં ગેરમુસલમાનના હાથમાં રાજ્યની સત્તા છે ત્યાં મુસલમાનો અને ગેરમુસ્લિમો વચ્ચે વ્યાજની લેવડ દેવડ જાએઝ ઠરાવવાની ફોકટ કોશિશ કરે છે. તે એ હદીસ ઉપરથી વિચિત્ર સાર ખેંચે છે, જે હું આગળ ચાલતાં જણાવીશ. પણ આહિં મારે કહેવું જોઇએ, કે તેવણ એ હદીસની મતલબ સમજ્યા નથી, અને વ્યાજની મનાઈ અને શરાબની

મનાઈ વચ્ચેનો સંબંધ જોવાને નિષ્ફળ ગયા છે. હકીકત એ છે કે જે આયતમાં વ્યાજની મનાઈ કરવામાં આવી છે તેમાં વેપારની રજા આપવામાં આવી છે, અને અમુક જાતનો વેપાર જે સમાજને નુકસાન કરે છે તેને એ આયતના ઉતરયા પછી મનાઇ કરવામાં આવી. જે આયતોમાં વ્યાજની મનાઈ છે તેમાં એવું પણ લખ્યું છે કે "અલ્લાહે બેઅ (વેચવું) હલાલ કર્યું છે અને રિબાને હરામ." હવે જેવી રીતે "અલ રિબા"માં સઘળી જાતના વ્યાજનો સમાવેશ થાય છે તેવી રીતે "અલ બેઅ" (વેચાણ)માં સઘળા પ્રકારના વેપારનો સમાવેશ થાય છે; તેથી હઝરત (સ૦)ને શરાબના વેપારને હરામ કરવાનું વાજબી લાગ્યું જે અરબમાં જહાલતના સમયમાં ધમધોકાર ચાલતો હતો. અહીં આપણને જણાય છે કે એ આયતોમાં વેપારની સામાન્ય પરવાનગીનો એક અપવાદ રાખવામાં આવ્યો છે, જે ઉપરથી આપણે વાજબી રીતે એવો સાર કહાડી શકીએ છીએ કે જો હઝરત (સ૦)ને વ્યાજની મનાઇને પેટે અમૂક અપવાદ કરવાનું જરૂરી જણાતે તો તેને પણ આપ જરૂર ફરમાવી દેતે. એ ઉપરથી આપણે એ પણ જોઇ શકીએ છીએ કે એ આયતોના ઉતરયા પછી હઝરતે શરાબના વેપારની મનાઈ કીધી. એથી મજબુત પુરાવો મળે છે કે વ્યાજ માત્રને કુરાન શરીફે હરામ ઠરાવ્યો છે, અને એટલા માટે વ્યાજના અર્થમાં વાંધો લેવો એ કુરાન શરીફની હંસી કરવા જેવું છે.

આ સઘળી હદીસો ખુલ્લી રીતે એવું સાબિત કરે છે કે વ્યાજની મનાઇનો હુકમ લાંબી મુદતથી આપવામાં આવ્યો હતો. જ્યારે આપણે કુરાન પાક ઉપર નજર કરીએ છીએ ત્યારે જે સાર ઉપર આપણે આવ્યા છીએ તે ઓર પણ વધારે સ્પષ્ટ થાય છે. સુરએ બકરની છેલ્લી આયતો જે નબીએ કરીમ (સ૦)ની ઉમરના આખરી દીવસોમાં ઉતારવામાં આવેલી કહેવાય છે ફક્ત તેમાંજ વ્યાજની મનાઇ કરવામાં આવી છે એવું નથી, એ મનાઈ બીજી આયતોમાં પણ ખુલ્લી રીતે તેમજ આડકતરી રીતે આપવામાં આવી છે જે ખાતરી પૂર્વક સુરએ બકરની આયતની પહેલાં ઉતરી હતી. દાખલા તરીકે સુરએ આલ ઇમિરાનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે "અય લોકો જેઓ ઇમાન લાવ્યા છો, વ્યાજને વધારી વધારીને નહિ લો; અને અલ્લાહથી ડરો જેથી તમે ફલાહ પામો" એ આયાત ખુલ્લી રીતે વ્યાજની મનાઈ કરે છે, અને એની પહેલાંની આયતોની ભાશા અસરકારક હોવા સિવાય આ બે જગ્યાઓમાં વ્યાજની મનાઇના સંબંધમાં કશો ફેર બતાવી શકાતો નથી. એ વાતનો કોઇપણ પુરાવો નથી કે એ આયત સુરએ

બકરની આખરી આયતોની માફક હઝરતની ઉમરના આખરી દહાડામાં ઉતરી હતી. એ ઉપરથી આપણને મજબુત પુરાવો મળે છે કે વ્યાજ લેવાની મનાઇ ઘણી મુદત પહેલાં કરવામાં આવી હતી, અને રિબા શબ્દ જે કુરાન શરીફે વ્યાજની સમજૂતિ આપવાને વખતો વખત વાપર્યો છે તેનો અર્થ હઝરત (સ.)ના સહાબીઓ બરોબર સમજતા હતા. એજ મુજબ સુરએ "નિસા"માં અલ્લાહ તઆલા યહુદીઓને ધિક્કારે છે કેમકે "તેઓને વ્યાજની મનાઇ કરવામાં આવી હતી છતાં તેઓએ વ્યાજ લીધું." એ આયત આડકતરી રીતે મુસલમાનોને વ્યાજ નહિ લેવાની સૂચના કરે છે. એથી પણ પ્હેલાં મક્કામાં નાઝિલ થયલી "અલરૂમ" નામની સુરતમાં રિબાનું બ્યાન છે જેમાં જો કે ખુલ્લા શબ્દોમાં મનાઇ કરવામાં આવી નથી છતાં તે ઉપરથી એવું સમજાય છે કે વ્યાજનું લેવું ખુદાને પસંદ નથી. એ સુરામાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે "જે કાંઇ સુદ તમે આપો છો જેથી લોકોના માલમાં વધારો થાય, પણ તે અલ્લાહની નજીક વધતો નથી; અને અલ્લાહની રઝામંદી મેળવવાના ઇરાદાથી તમે જકાતમાંથી જે કાંઇ આપો છો એજ તે લોકો છે જેઓ પોતાનો માલ બમણો કરે છે." એવું સમજવું તદ્દન અશક્ય છે કે એ સઘળો વખત મુસલમાનો રિબાના ચોકસ અર્થ સમજ્યા વગર એની મનાઇના હુકમો સાંભળ્યા કરતા હતા. એ હુકમના વખતો વખત બ્યાન કરવા સામે વાંધો લઇ શકાય નહિ કેમકે કુરાનમાં અગત્યના ફરમાનોને હમેશાં વારંવાર દોહરાવવામાં આવે છે અને કેટલાકને તો સેંકડો વખતે બ્યાન કરવામાં આવ્યા છે. સઘળા માણસો પોતાના લાભો ખુદાના માર્ગમાં જતા કરવાને એક સરખી રીતે તૈયાર હોતા નથી, અને વખતો વખતની ચેતવણીઓથીજ તેઓ જાગૃત થાય છે.

ઉપરની હકીકતથી સાબિત થાય છે કે હઝરત (સ૦)ના સહાબીઓ રિબાના અર્થના સંબંધમાં શકમાં કે અંધારામાં રહી શકતા ન હતા, ખલીફ હઝરત ઉમર (રદી.)ના શબ્દો પણ જેઓ વ્યાજને કાયદાપૂર્વક ઠરાવે છે તેઓની દલીલને મજબુતી આપતા નથી. "ઇબ્ને માજા"નામની હદીસની કિતાબમાં તેમના શબ્દો એ મુજબ લખેલા છે, "આખરી આયત જે નાઝિલ થઇ તે રિબાની આયત છે, અને રસૂલુલ્લાહ (સ.) વફાત પામ્યા, અને આપે અમારા માટે ખુલાસો કર્યો નહિ, તેથી રિબા અને શકની વાતોને મૂકી દો." એ વાક્યની મતલબ ખુલ્લી છે. હઝરત ઉમર (રદી૦) આપણને કહે છે કે હઝરત (સ૦)એ રિબાનો ખુલાસો કર્યો નથી, માટે રિબા અને તેના અર્થમાં શક કરવાની વાતને મૂકી દેવી જોઇએ. તેમના કહેવાનો એ અર્થ નથી કે રિબાની મતલબમાં શક હતો, કેમકે તેની બાબતમાં

તેવણુ પોતે મુસલમાનોને રિબા છોડી દેવાને ફરમાવી શકતે નહિ. તેમનું લોકોને રિબા મૂકી દેવાનું કહેવું એ ખુલ્લું દેખાડે છે કે તેમને રિબાના અર્થની પૂરી ખબર હતી. એમાં શક નથી કે તેમણે કહ્યું કે રિબાની તફસીર કરવામાં આવી નથી, પણ તેમના કહેવાનો ભાવાર્થ એ હતો કે રિબાનો અર્થ એટલો ખુલ્લો હતો કે હઝરત (સ૦)ને તેની તફસીર કરવાની જરૂર જણાઇ નહિ, અને તેથી આપે તેનો ખુલાસો કર્યો નહિં. તેમનું એવું કહેવું હતું કે જો એ શબ્દના અર્થમાં જરા પણ શક હોત તો હઝરત (સ૦) તેનો ખુલાસો કર્યા વગર રહેતે નહિ, કેમકે હમેશના દસ્તૂર મુજબ રોઝા, નમાઝ વગેરેના હુકમોના સંબંધમાં જ્યાં ખુલાસો કરવાની જરૂર જણાઈ ત્યાં આપે ખુલાસો કર્યો. હઝરત ઉમર (રદી૦)નું મુસલમાનોને એવું કહેવું કે રિબાના અર્થમાં શક કરવાની વાતોને તમારે મુકી દેવી જોઇએ એ આપણને એજ અનુમાન તરફ દોરવે છે. વળી એ પણ સમજવું જોઇએ કે ખુલાસો તો એવા શબ્દોનો કરવામાં આવે છે જેના સંબંધમાં શક કે વાંધો હોય, અને હઝરત (સ૦)ના એ શબ્દના ખુલાસો નહિ કરવાથી ખુલ્લી રીતે સાબિત થાય છે કે કુરાન શરીફમાં એ શબ્દ તેના વ્હેવારૂ અને ચાલુ અર્થમાં વપરાયો હતો, અને તેથી તેના ખુલાસાની કોઈ જરૂર ન હતી. એજ અર્થના ટેકામાં "મજમએ બહારૂલ અનવાર"ના લખનાર પોતાની કિતાબમાં એ શબ્દના ખુલાસાની નીચે એવી રીતે લખે છે કે "એનાજ (રિબા)ના સંબંધમાં હઝરત ઉમર (રદી૦)નો એ કોલ છે કે છેલ્લી વહી જે ઉતરી તે રિબાની આયત છે. માટે રિબા અને શકની વાતોને છોડી દો. આ સ્થાને એ આયતનો ઇશારો સુરએ બકરની એ આયત 'જે લોકો વ્યાજ ખાય છે તેઓ.........' તરફ છે જે આયત ન તો મન્સૂખ (રદ) થઈ છે, ન તો તેના અર્થમાં કાંઈ વાંધો છે. એટલા માટે હઝરત (સ૦)એ એનો ખુલાસો નહિ કર્યો, માટે વ્યાજને જાએઝ કરવાના સઘળા બહાના છોડી દો. એજ અર્થ 'શકની વાતો' નો છે."

મેં એ ચર્ચાને આટલો બધો વિસ્તાર આપ્યો તેનું કારણ એ છે કે જેઓએ વ્યાજને જાએઝ રાખવાની કોશિશો કરી છે તેઓએ હઝરત ઉમર (રદી૦)ના એ કોલ ઉપર ઘણું વજન મૂક્યું છે. ખરૂં જોતાં મેં ઉપર જણાવ્યું તેમ એજ કોલ વ્યાજને જાએઝ રાખવાના સઘળા બહાનાનું ખંડન કરે છે, કેમકે "શકની વાતો" જેને મૂકી દેવાને હઝરત ઉમર (રદી૦) કહે છે તેનો એજ અર્થ થાય છે. સર સૈયદ અહમદ ખાન વ્યાજ વિશેનો પોતાનો લેખ એજ કોલથી શરૂ કરે છે, અને રૈઝુર રૂબાના લખનાર એની ઉપર

ઘણો આધાર પકડે છે. તઅજ્જુબની વાત છે કે એજ કોલ વ્યાજને કાયદા પૂર્વક ઠરાવવાની સઘળી કોશિશોને જડમૂળથી ઉથલાવી નાખે છે. રિબાનો અર્થ એ રીતે જરા પણ શક વગર તેના ખરા સ્વરૂપમાં જાહેર થાય છે; અને હવે એથી પરવારીને હું એ લોકોના સિદ્ધાંતોને હાથ ધરૂં છું જેઓએ વ્યાજની બહાલીના માટે આ જમાનામાં લેખો લખ્યા છે. એઓમાં સર સૈયદ અહમદ ખાનના વિચારો જે તેમણે પોતાના કુરાનની તફસીરમાં લખ્યા છે તેઓને સઉથી પ્રથમ સ્થાન આપવું જોઇએ. રિબા શબ્દના અથવા તેની ખાસ જાત જેને રિબાઉન્નસીયત કહેવામાં આવે છે તેના સંબંધમાં તેમનો ખુલાસો ઇમામ રાઝી સાહેબ (૨૬૦)ની તફસીરે કબીર ઉપરથી લીધેલો છે, જેની પછી તેવણ જણાવે છે કે " રિબા (વ્યાજ)નો દસ્તૂર જે જહાલતના સમયમાં અરબમાં ચાલતો હતો તે બિલ્કુલ તેજ સ્વરૂપમાં હિન્દુસ્તાનના વ્યાજખોરોમાં ચાલે છે." અને એ પછી એ મુલ્કમાં વ્યાજખોરીના કેટલાક જાણીતા રિવાજોનું વર્ણન આપીને લખે છે કે " એ સઘળા પ્રકારો એજ વ્યાજના છે જેનું બયાન એ આયતમાં છે, અને વગર શકે એ વ્યાજ હરામ છે." એ કબુલાત ભાગ્યેજ કોઈ અપવાદનો માર્ગ રહેવા દે છે, પણ સર સૈયદ અહમદ મન્તેકની એક વિચિત્ર રૂઢી અખ્ત્યાર કરે છે. તેવણ એ વાતને કબુલ કરે છે કે " અલ્લાહે વ્યાજને હરામ કર્યું છે," એમાં જે હુકમ આપવામાં આવ્યો છે તે આમ (સામાન્ય) છે, પણ એની પછી તેવણ કહે છે કે એ હુકમને આગળ પાછળની આયતો સાથે જે સંબંધ છે તે ઉપરથી એની હદ નક્કી થઇ શકે છે એટલે એમાં અપવાદ કહાડી શકાય છે. વ્યાજની મનાઇનો હુકમ એમના પોતાના શબ્દો મુજબ, " એજ વ્યાજ સાથે મખ્સૂસ છે જે એવા લોકોની પાસેથી લેવામાં આવે જેઓની સાથે ભલાઇ અને હમદરદી કરવાને કુરાન મજીદમાં હીદાયત થઇ છે." તેમના એ કહેવાનો પુરાવો-એ છે કે વ્યાજની મનાઈ ગરીબોને ખેરાત આપવાના હુકમની સાથેજ આપવામાં આવી છે, અને ખુદા તઆલાએ પહેલાં એ લોકોનું બયાન કરયું છે જેઓ સુલૂક અને હમદરદી કરવાને બદલે વ્યાજ લે છે.

સર સૈયદે જે દલીલ રજુ કરી છે તે એટલી નબળી છે કે તેનો લંબાણથી જવાબ આપવાની કશી જરૂર રહેતી નથી. જો એ મુજબ કુરાન શરીફના આમ (સામાન્ય) હુકમોના ચોકસ હદ બાંધી શકાતી હોય તો પછી એક પણ અગત્યનું ફરમાન સામાન્ય હોવાનું કહેવાશે નહિ. સૈયદ સાહેબનું કહેવું એ છે કે કુરાન શરીફ જકાત આપવાના અને વ્યાજની મનાઈના હુકમો એક બીજાની પછી બયાન કરે છે તેથી, અને જકાત માત્ર

ગરીબ અને મુફ્લેસ લોકોને આપવાનું કહેવામાં આવ્યું છે તેથી વ્યાજ પણ ફકત એવા લોકોની પાસેથી લેવાની મનાઇ કરવામાં આવી છે જેઓ મુસીબતમાં હોય. સૈયદ સાહેબનું એ અનુમાન ક્યાં સુધી મન્તેક (તર્કશાસ્ત્ર)ના નિયમોને અનુસરતું છે તે વાંચનારા પોતેજ જોઇ શકે છે. વળી કુરાન શરીફે પણ એજ સ્થાને વ્યાજના સંબંધમાં એક બીજી આયતથી એ કલ્પનાનું ખંડન કર્યું છે. તે કહે છે કે "અય લોકો જેઓ ઇમાન લાવ્યા છો, ખુદાથી ડરો અને જો તમે ઇમાનવાલા હોવ તો તમારૂં જે વ્યાજ બાકી રહ્યું છે તે જતું કરો; અને જો એમ નહિ કરો તો અલ્લાહ અને તેના રસૂલ તરફના લડાઇના પેગામ માટે ચેતી જાઓ. અને જો તમે તોબા કરો તો મુદ્દલ રકમ તમારી છે. તમે જુલ્મ નહિ કરો અને તમારી ઉપર જુલ્મ થશે નહિ. હવે એ શબ્દો ઉપર ખ્યાલ કરો, "અને જો કરજદાર તંગીમાં હોય તો તેનો હાથ છુટો થાય ત્યાંસુધી તેને મુદત આપો, અને જો તમે સમજતા હોવ તો એ મુદ્દલ રકમ પણ ખેરાત કરો તો તમારા માટે બેહતરી છે" એ આયતથી ખુલ્લી રીતે દેખાય છે કે કુરાન શરીફ વ્યાજની મનાઈ કરતી વખતે જેઓ તંગીમાં હોય એવા, અને જેઓ તંગીમાં ન હોય એવા બંને પ્રકારના કરજદારોનો વિચાર રાખ્યો હતો. પહેલી જાતના કરજદારના સંબંધમાં તો તે લેણદારોને તેઓની પાસેથી વ્યાજ નહિ લેવાનું કહે છે એટલુંજ નહિ પણ મુદ્દલ રકમ વસૂલ કરવા માટે તેઓને મુદત આપવાનું જણાવે છે, અને એ સિવાય તેને ખેરાત તરીકે બક્ષીશ કરી દેવાની પણ ભલામણ કરે છે; જ્યારે બીજા પ્રકારના કરજદારના વિશે લેણદારોને પોતાની મુદ્દલ રકમ વસુલ કરવાનો હક આપ્યો છે, પણ વ્યાજ વસુલ કરવાની તેઓને મનાઈ કરવામાં આવી છે. એ તઅજ્જુબની વાત છે કે કુરાન શરીફની એ ખુલ્લી ગવાહી છતાં મરહુમ સર સૈયદ અહમદ ખાન જેવા વિદ્વાન માણસ કહે છે કે વ્યાજની મનાઈ તંગદસ્ત કરજદારોના સંબંધમાં હતી, નહિ કે જેઓ સારી હાલતમાં હતા તેઓના સંબંધમાં

સર સૈયદ અહમદ ખાને ઘણા ખરા મઝહબી સવાલોમાં જે ઠોકરો ખાધી છે તેનું કારણ એ છે કે પોતાના સિદ્ધાંતોને કુરાન શરીફને અનુસરીને ચલાવવાને બદલે તેવણ કુરાન પાકને પોતાના વિચારોના તાબે કરે છે. તેવણ પશ્ચિમના સુધારા વધારાના માદ્દી અસરથી દોરવાઇને પ્હેલાં એક વિચાર બાંધે છે અને પછી તેને ઇસ્લામી ફિલસુફીનાં રંગમાં રંગવા કરે છે જોકે એમ કરવામાં તેવણ કુરાન મજીદના ખુલ્લા ફરમાનોથી વિરૂદ્ધ કરતા હોય. તેમણે વ્યાજને જાએઝ ઠરાવવાની પોતાની કોશિશમાં એજ માર્ગ

અખ્ત્યાર કર્યો છે, કારણ કે જો તેમણે વ્યાજના સંબંધમાં કેવો માર્ગ અખ્ત્યાર કરવો તે નક્કી કરવા પહેલાં કુરાને મજીદની જુદી જુદી આયતો ઉપર વિચાર કર્યો હોત તો તેવણ વ્યાજની મનાઇના સામાન્ય હુકમમાં અપવાદ કહાડી શકતે નહિ, જે તેમનાજ અકલની એક ઉપજાવી કહાડેલી વાત છે. વળી જ્યારે તેવણ વ્યાજના સવાલ ઉપર એની નુકસાનીઓના લેહાઝથી વિચાર કરે છે ત્યારે તેવણ ઇસ્લામની ખરી ફિલસુફી અને સિદ્ધાંતોને નહિ ગણકારતાં યુરોપના સુધારકોના વિચારોની તકલીદ (નકલ) કરે છે. તેવણ કહે છે કે "વ્યાજ ખરેખર ઘણી ખરાબ ચીજ છે અને તે માણસની નીતિ અને સમાજને કેટલીક રીતે ઘણી નુકસાન કરે છે. વ્યાજને જો વ્યાજે નાણા ફેરવનાર શાહુકારોની પેઠે ધંધો બનાવી લેવામાં આવે છે તો તે સમાજને ઘણું હાનીકારક થઇ પડે છે. જેની પાસે દોલત છે તે પોતાના નાણાંને મુલ્કની ઉન્નતિ અને વેપારના ફેલાવો કરવામાં વાપરતો નથી બલ્કે પોતાના દેશના લોકો પાસેથી તેઓની કમાઇ લઇ લેવામાં ઉપયોગ કરે છે. તે પોતાની મહેનત મજૂરીથી પૈસા કમાવવામાં બિલકુલ સુસ્ત થઇ જાય છે, અને લોકોએ પોતાની મહેનત મજૂરીથી જે કમાવ્યા છે તે લેવાને દોરવાય છે...... વ્યાજનું એક બીજું સ્વરૂપ પણ છે જે એના કરતાં ઇન્સાની અખ્લાક અને રૂહાની નેકીથી ઉલ્ટા પ્રકારનું છે, અને વગર શકે ખુદા અને તેના રસૂલની સાથે લડાઇ કરવા સમાન છે, અને તે એ છે કે જે લોકો ગરીબ, મોહતાજ અને મુફલેસ છે, તેઓ મોજમજા માટે નહિ પણ પોતાની જીંદગીના ગુજરાન માટે પૈસા કરજ લે છે; અને માલદારો તેઓને વ્યાજે નાણા ધીરે છે અને તેઓની પાસેથી વ્યાજ વસુલ કરે છે. એમ કરવું ઇન્સાની હમદરદી અને ગરીબોની સાથે સુલૂક કરવાના ફરમાનથી બિલકુલ ખિલાફ છે." વ્યાજની એ ખરાબીઓ છે અને એ તેની મનાઇ માટે પૂરતા કારણો છે; પણ મેં ઉપર જણાવ્યું છે તેમ સર સૈયદ અહમદ અહિં ઇસ્લામના કાનુનો જે ખરાબીઓની જડને ઉખેડે છે તેની વિરૂદ્ધ જાય છે, અને પશ્ચિમના દુન્યાદાર સુધારકોના પગલે ચાલે છે જેઓ ખરાબીની વાતોને મધ્યમ હદ સુધી બહાલ રાખે છે, જો કે એ બિલકુલ ખ્યાલી અને કલ્પિત હોય છે. તેવણ કહે છે કે પવિત્ર કુરાને ફક્ત એવા વ્યાજની મનાઇ કરી છે જેનાથી તબાહી થતી હોય, અને તેથી જે સંજોગોમાં વ્યાજથી કાંઇ નુકશાન થતું ન હોય તો તે સંજોગોમાં વ્યાજ બહાલ રાખવું જોઇએ. જો એ સિદ્ધાંત ઉપર ચાલવામાં આવે તો શરાબ મધ્યમસર પીવાનું જાએઝ રાખવામાં સૈયદ સાહેબને શું વાંધો હોઇ શકે એનું કારણ મને જણાતું નથી; કેમકે ઉપર મુજબ દલીલ

રજુ કરી શકાય છે કે વધારે પ્રમાણમાં શરાબ પીવાથી તેની નુકસાનીઓ ખુલ્લી રીતે નજરે પડે છે. પણ આગળ જણાવવામાં આવ્યું છે તેમ કુરાન મજીદ ખરાબીની જડને કાપે છે જેમાં શરાબખોરી જુગાર અને વ્યાજખોરીનો સમાવેશ થાય છે. તેમાં એવો હુકમ નથી કે અમુક ખરાબીઓ અમુક હદ સુધી ચાલવા દેવી, કેમકે જ્યારે એક વખતે છુટ મૂકવામાં આવે તો પછી તેઓને હદમાં રાખી શકાતી નથી. જો સૈયદ સાહેબના ઉસ્તાદોના એ સિદ્ધાંતોનો વ્હેવારૂ પરીણામ જોવા હોય તો યુરોપ ઉપર નજર નાંખો, અને જુઓ કે થોડી થોડી ખરાબીઓને જાએઝ કરતાં કરતાં કેટલી હદ સુધી તેઓમાં વધારો થયો છે. મેં એ સવાલ ઉપર એ લેખની શરૂઆતમાં લંબાણથી વિવેચન કર્યું છે અને તે મુદ્દાઓને આ સ્થાને ફરી દોહરાવવાની જરૂર જોતો નથી.

હવે હું તે સંજોગોને હાથ ધરૂં છું જેઓને સર સૈયદ અહમદ વ્યાજની મનાઈને લગતા કુરાન શરીફના હુકમના અપવાદ તરીકે લેખે છે, અને હું એ દેખાડીશ કે સૈયદ સાહેબ પોતાના સિદ્ધાંતો ઉપર કાયમ રહ્યા નથી, કેમકે તેવણ જે સંજોગોમાં વ્યાજને હરામ ઠરાવે છે તે સંજોગોની પેઠે એ સઘળા સ્વરૂપોમાં પણ નુકશાનીઓ સમાયલી છે. સૈયદ સાહેબનો પ્હેલો અપવાદ એ છે કે જે લોકો કરજ લઈને મોજમઝા ઉડાવે છે તેઓની પાસેથી વ્યાજનું લેવું દુરસ્ત છે, જો કે સાથેજ તેવણ એવું પણ કહે છે કે "તેઓને નાણા ધીરવું કેટલાક સંજોગોમાં નીતિની વિરૂદ્ધ છે." હવે સવાલ એ છે કે જે સંજોગોમાં દેણનું આપવું નીતિની વિરૂદ્ધ છે તો તેવી હાલતમાં વ્યાજનું લેવું કેવી રીતે નીતિને અનુસરીને થયું? એ પણ ખરૂં નથી કે મોજમઝા અને ઉડાઉપણા માટે નાણા ધીરવું અમુક સંજોગોમાંજ નીતિની વિરૂદ્ધ છે, પરંતુ એવી રીતે નાણાનું ધીરવું તો દરેક હાલતમાં નાપસંદ કરવાજોગ છે. હું સમજું છું કે વ્યાજની મનાઈ કરવામાં કુરાન શરીફના એક હેતુ એ પણ હતો કે ઉડાઉપણા માટે કરજનું મળવું વધારે મુસ્કેલ કરવા, કેમકે કુરાન શરીફના ઉપદેશ મુજબ કોઈ માણસને તેના ઉડાઉપણાના કામમાં સહાય આપવી એ પણ ગુનોહ છે. વળી એ ઉપરાંત એ વાત સહેલમાં સમજાય છે કે જ્યારે આપણે કોઈ માણસને મુસીબતમાં જોઇએ છીએ ત્યારે આપણા અંતઃકરણમાંથી તેનાં પ્રત્યે દયા ઉભરાઇ આવે છે, અને તેથી તેને આપણે આપણી શક્તિ મુજબ બનતી મદદ આપવાને તૈયાર થઇએ છીએ; એટલા માટે જે કોમમાં વ્યાજની બીલકુલજ મનાઈ હોય ત્યાં તંગદસ્ત માણસને વગર વ્યાજે નાણા મળવું મુસ્કેલ હોતું નથી, જ્યારે

જે માણસ ઉડાઉ ખરચ માટે કરજ લે છે તેને નાણું મળતું નથી; અને એ રીતે વ્યાજની મનાઈ ફુઝૂલ ખરચીથી અટકાવવાનો એક અસરકારક ઉપાય છે. એ ઉપરથી એવો સાર નીકળે છે કે કુરાન શરીફના સિદ્ધાંતોને અનુસરીને ચાલવામાં આવે તો ગરીબો અને હાજતમંદોની ગરજ પૂરી થાય અને ઉડાઉ લોકો નકામા ખરચથી પણ બચવા પામે, તેથી એમાં બંનેની ભલાઈ સમાયલી છે; પણ જો વ્યાજને કાયમ રાખવામાં આવે તો બંનેની સ્થીતિ ઓર પણ વધારે ખરાબ થાય, કેમકે જે તેથી ગરીબ માણસ વ્યાજ આપી સકશે નહિ, અને ઉડાઉ માણસ વ્યાજ નાણા લઈ લઇને પોતાને બરબાદ કરશે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે જેવી રીતે ગરીબ અને તંગદસ્તને વ્યાજે નાણા ધીરવું નુકશાનકારક છે તેવીજ રીતે મોજમજામાં રહેનાર જે નકામા ખરચ માટે કરજ લે છે તેને વ્યાજે પૈસા આપવા પણ હાનીકારક છે. એ સિવાય ઇસ્લામ વ્યાજના લેવાનેજ મનાઈ કરતો નથી પણ તે આપવાનીએ મનાઇ કરે છે, અને બેઉને એક સરખાજ ગણ્યા છે. જે માણસ ઉડાઉ શખ્શને વ્યાજે નાણા ધીરે છે તે વધારે નહિ તો વ્યાજ આપવાની મનાઇના હુકમને તોડવામાં તેને મદદ કરે છે.

બીજો અપવાદ જે સૈયદ સાહેબ બતાવે છે તે વેપારના અને બેંકોના વ્યાજના સંબંધમાં છે. એ પ્રકારના વ્યાજની નુકશાનીઓ એ લેખના શરૂઆતના ભાગમાં સમજાવવામાં આવી છે જે વાંચનારે ત્યાં જોઈ લેવી. વ્યાજની મનાઈ વેપારના ફેલાવામાં કોઇ પણ રીતે હરકત કરશે નહિ, બલ્કે એ વેપારને ઓર પણ વધારે ફાયદાકારક નીવડશે. બાકી રહી બેંક, તો તે પણ વ્યાજુ નાણા આપવા અથવા લેવાને બદલે નાણાને વેપાર કે હુન્નર ઉદ્યોગના કામમાં રોકી શકે છે, અને એ મુજબ તેને જે નફો કે ખોટ મળે તે બેંકમાં પૈસા મૂકનારાઓ વચ્ચે તેઓની પાંતિ મુજબ વહેંચી આપવામાં આવે. સૈયદ સાહેબનું એવું કહેવું કે વ્યાજ લઇને બેંકો ઘણી સહેલાઈ અને સંભાળથી નાણાને એક જગ્યાથી બીજી જગ્યાએ મોકલી કે ફેરવી આપે છે, તો જો બેંકો વ્યાજને બદલે કમીશન લે તો એ કામ બરોબર ચાલુ રહી શકે છે.

ત્રીજો અપવાદ સૈયદ સાહેબે સરકારના કરજ લેવા સંબંધમાં બ્યાન કર્યો છે. એ સવાલનો એ સ્વરૂપ કે આગગાડી બનાવવા, નહેરો ખોદવા માટે સરકાર નાણા વ્યાજે લઇને સારાં કામો કરી શકે છે એ આકર્ષક દેખાય છે ખરૂં, પણ જરા વિચાર કરવામાં આવે તો જણાઈ આવશે કે જે નુકશાનીઓ માણસ જાતને સરકારો કે રાજ્યો તરફથી વ્યાજે નાણા લેવાને લીધે પહોંચી છે તે એ સારાં કામોના મુકાબલામાં ઘણી વધારે અને ભારે છે.

વ્યાજુ કરજો મળવાની સગવડને લીધે નાનાં નાનાં બહાનાં ઉપર મહાભારત અને ખતરનાક લડાઇઓ અરસપરસની પ્રજાઓ વચ્ચે થતી રહે છે. જાપાન અને રૂસ વ્યાજુ નાણા મેળવી શકયાં ન હોત તો લાખો માણસોનો જીવ બચી જવા પામત અને બંને રાજ્યો દેવાંના બોજ તળે દબાઇ જવા પામતે નહિ જેને લીધે ગંજાવર રકમ વ્યાજ તરીકે દર વરસે તેમને આપવીજ પડે છે જે રાજ્ય વ્યાજ ઉપર નાણા લેતું નથી તે જ્યાંસુધી તેની રઇયત બીજા રાજ્યની ચઢાઇથી જોખમમાં નહિ આવી પડે ત્યાંસુધી લડાઇનું બહાનું શોધતું નથી અને લડાઇની જરૂરત પડતાં રઇયત અને દેશ દેણુ કર્યા વગર પોતાના રાજ્યના બચાવ માટે ઉભાં થઇ જાય છે. યુરોપના રાજ્યો વ્યાજુ નાણા મળવાની સગવડને લીધે પોતાના લડાઇના હથીયારો અને સરસામાનો વધારવા પાછળ એક બીજાની હરીફાઇ કરવામાં મસ્ત થઇ ગયાં છે. તેઓ કદી પણ એનો વિચાર કરવાને થોભતા નથી કે તેઓની ચઢસાચઢસીનું પરીણામ કેવું આવશે. માત્ર એજ કે પ્રજાઓ દિનપ્રતિદિન દેવાના બોજ તળે કચડાઇ જાય અને દેશની મહેસૂલનો એક મોટો ભાગ જે જાહેર કામો પાછળ ખરચ કરી શકાય છે તે એ કરજના વ્યાજના પેટે આપવો પડે. એ હકીકતની સત્યતા માટે યુરોપના જુદા જુદા રાજ્યોના દેવાં ઉપર નજર નાખવી જોઇએ. ૧૯૦૦માં ઇંગ્લીસ્તાનનું દેણુ રૂ. ૯,૪૩,૪૬,૮૧,૧૩૦નું હતું જેમાં દક્ષિણ આફ્રિકામાં વલંદાઓ સાથેની લડાઇએ રૂ. ૨,૩૮,૫૦,૦૦,૦૦૦નો ઉમેરો કરીને કુલ ૧૧ અબજ અને ૮૨ કરોડ રૂપીઆનું દેવું કર્યું. ફ્રાંસના માથે ૧૯૦૦માં ૧૬ અબજ ૨૯ કરોડનું દેવું હતું, રૂસની કરજદારી ૯ અબજ ૮૪ કરોડ, ઇટાલીઆની ૮ અબજ ૭૯ કરોડ, હિસ્પાનીઆ (સ્પેન)ની ૬ અબજ પચાસ કરોડ, આસ્ત્રીઆની ૫ અબજ ૩૬ કરોડ રૂપીઆની હતી. ૧૮૯૮માં દુન્યાના રાજ્યોની એકંદર કરજદારી ૯૬ અબજ ૪૮ કરોડ રૂપીઆ કરતાં વધારે હતી, જેમાં ઇંગ્લીસ્તાનને વલંદાઓ સાથે થયલી લડાઇને, અને રૂસ, જાપાન એઓને એક બીજાની સાથેની લડાઇમાં થયલો ગંજાવર ખરચ ઉમેરવો જોઇએ. ગરીબ રૂમની સલતનત એટલે તુરકીને પણ ઇસાઇ રાજ્યોના વખતો વખતના હુમલાને લીધે ૨ અબજ ૫૫ કરોડ રૂપીઆ કરજ કરવાની જરૂર પડી જે મોટાં ખ્રિસ્તી રાજ્યોના ગંજાવર કરજના મુકાબલામાં કંઇ હીસાબમાં નથી. હિન્દુસ્તાનના માથે પણ ૧ અબજ ૩૫ કરોડ રૂપીઆનું દેણુ છે જેમાં સરહદની લડાઇઓનો ખરચનો મોટો હિસ્સો છે. એ કરજદારીની ઉપર જે વ્યાજ આપવામાં આવે છે જે ૪ અબજ ૮૦ કરોડ રૂપીઆથી ઓછું હોવું ન જોઇએ, તે જો ગરીબોના સંકટ નિવારણ અથવા રઇયતને લગતા જાહેર કામો પાછળ

ખરચ કરવામાં આવ્યો હોત તો દુન્યા કેટલી વધારે સુખી અને આબાદ થતે. એમાં જરાએ શક નથી કે જો વ્યાજની સદંતર મનાઇ હોત તો એ ગંજાવર કરજદારી કરવામાં આવતે નહિ, કેમકે ખરૂં જોતાં એ નકામી લડાઇઓને લીધે અને વ્યાજે નાણા મળવાની સગવડને લીધે વધવા પામી છે. યુરોપના બીજા રાજ્યોનું નહિ કહેતાં માત્ર ઇંગ્લીસ્તાન ૩૪ કરોડ ૫૦ લાખ રૂપીઆનું વ્યાજ વલંદાની લડાઇની પહેલાં થયલી કરજદારી ઉપર દર વરસે આપે છે. જો એ રકમ જે હાલમાં દર વરસે વ્યાજ તરીકે આપવામાં આવે છે તેનો સદઉપયોગ કરવામાં આવ્યો હોત તો તેથી કેટલો બધો લાભ થાત તેનો વિચાર કરવો જોઇએ. તેથી જ્યાંસુધી આપણને પુરાવા મળે છે ત્યાંસુધી આપણે જોઇએ છીએ કે વ્યાજે નાણા લેવાનો વ્હેવાર રાજ્યોને કંઇપણ લાભ આપ્યો નથી, અને નકામી લડાઇઓ કરાવી લાખો કરોડો માણસોના કીમતી જાનોની ખુવારી કીધી, બેશુમાર ઓરતોને બેવાહ (રંડાયલી) અને નાના બચ્ચાંઓને યતીમો બનાવી તળવળતા છોડયા છે, અને લખલૂટ દોલતને બરબાદ કરી છે. યુરોપના સમજદાર લોકો હવે દર્યાઇ કાફલા અને ખુસ્કીના લશ્કર અને હથીઆરો વધારવાની વધતી જતી હરીફાઇથી કંટાળી ગયા છે, અને દુન્યામાં સુલેહ શાંતિ રહે તેના માટે વખતો વખત ઉપાયો યોજી જુદાં જુદાં રાજ્યો આગળ રજુ કરે છે. હું માનું છું કે યુરોપી રાજ્યો એકમતે વ્યાજને બંધ કરવાનો ઠરાવ કરશે નહિ ત્યાં સુધી તેઓ સુલેહ અને અમન માટે નચિંતાઇ મેળવી કરશે નહિ કેમકે જ્યારે એક વખતે એ ખરાબ રવાજ બંધ કરવામાં આવશે ત્યારે કોઇ પણ પ્રજા પોતાની સરકારને નકામી લડાઇઓ માટે પોતાની ખાનગી દોલતથી કદી મદદ આપવાને તૈયાર થશે નહિ.

એ ઉપરથી દેખાય છે કે વ્યાજના જે સંજોગોને સર સૈયદ આહમદખાન કુરાન શરીફના સામાન્ય હુકમના નહિ બતાવેલા અપવાદો તરીકે અને બિન નુકસાનકારક લખે છે તે પણ ખરેખર માણસ જાતની ઉન્નતિને સખ્ત નુકસાન પહોંચાડે છે. તેમના વિચારોથી પરવારીને હવે હું જે લોકો ખાસ કરીને હિન્દુસ્તાનમાં વ્યાજને જાએઝ ઠરાવવાનો પ્રયત્નો કરે છે તેઓના સિદ્ધાંતો હાથ ધરીશ. તેઓ “દારૂલ હર્બ” (જે દેશમાં લડાઇ થતી હોય) અને “દારૂલ ઇસ્લામ” (ઇસ્લામનો દેશ) વચ્ચે જે ભેદ છે તેની ઉપર આધાર પકડે છે. ઇસ્લામની શરીઅતમાં દારૂલ ઇસ્લામ તે મુલકને કહેવામાં આવે છે જ્યાં મુસલમાનોના બાદશાહનો હુકમ ચાલતો હોય, અને દારૂલ હર્બ તે રાજ્યનું નામ છે જેમાં રાજ્યની સત્તા ગેરમુસ્લિમોના હાથમાં હોય. દારૂલ ઇસ્લામ ત્રણ શરતોથી દારૂલ હર્બ થઇ જાય છે,

પહેલી એ કે તે દારૂલ ઈસ્લામ સાથે એવી રીતે જોડાઈ ગયો હોય કે તેઓ બંનેની વચ્ચે ઈસ્લામી રાજ્યનું કોઈ શહેર ન હોય. બીજી, તેમાં મુશ્રેકો અને કાફરોના હુકમો ચાલુ થાય અને ઈસ્લામના ફરમાનો જારી ન હોય. ત્રીજી એ કે તેમાં મુસલમાન અથવા ઝિમ્મી (મુસ્લિમ રાજ્યની ગેરમુસ્લિમ રઈયત જે તે રાજ્યમાં સઘળા હકો ભોગવતી હોય તે) વગર ધાસ્તીએ પહેલાની માફક અમનમાં રહેવા પામે નહિ અથવા અમનમાં રહી શકે નહિ. એ ત્રણે શરતો હિન્દુસ્થાનને લાગુ પડતી નથી અને એ દેશને દારૂલ ઈસ્લામ અથવા "દારૂલ અમન વસ્સલામ" એટલે અમન અને સલામતીનો મુલ્ક હોવાનો ફતવો આપવામાં આવેલો હોવાથી એમાં વ્યાજ જાએઝ ઠરાવવાની સઘળી કોશિશો પોતાની મેળે તુટી પડે છે.

હવે એ સવાલ બાકી રહે છે કે જ્યારે કુરાન શરીફ વ્યાજની લેવડદેવડને કોમના એકંદર લાભોને નુકસાનકારક લેખીને તેની મનાઈ કરી છે ત્યારે તેણે લોકોને પોતાની દોલત કેવા ધંધામાં રોકવાની સુચના કરી છે? એ સવાલનો જવાબ ખુદ કુરાન શરીફ એવી રીતે આપે છે કે "અલ્લાહે વેપારને હલાલ કરેલ છે અને વ્યાજને હરામ." વ્યાજની મનાઈ સાથે વેપારની પરવાનગી આપવાથી એ ખુલ્લું સમજાય છે કે કુરાન શરીફ દોલતમંદોને પોતાની દોલત વ્યાજે ફેરવવાને બદલે તેને વેપાર ધંધામાં લગાડવાને આગ્રહ કરે છે. વેપાર ધંધો એ આબાદીનો ખરો માર્ગ છે જે એકંદર સમાજને સુખી બનાવે છે, જ્યારે વ્યાજ થોડા લોકોને માલદાર બનાવે છે પણ સામાન્ય પ્રજાને તબાહ કરે છે. કુરાનના ફરમાનો ડહાપણ અને ન્યાયના નિયમોસર આપવામાં આવ્યા છે. કરજે આપવામાં આવેલા નાણા ઉપર વ્યાજ નહિ લેવાનો હુકમ એ કારણથી આપવામાં આવ્યો છે જેથી માણસજાત વચ્ચે દિલસોઝીની લાગણી વધારે ખીલવા પામે અને પ્રજા કે કોમમાં દોલતની વહેંચણી વધારે સારી અને સરખી થાય.

જ્યારે કુરાન શરીફ લેણદારોને વ્યાજ નહિ લેવાનું અને કરજદારોની સાથે ભલાઈ કરવાનું શિક્ષણ આપે છે ત્યારે તેણે એ વાતનો પણ ખુલાસો કરી આપ્યો છે કે જે માણસ આપણને વગર વ્યાજે કરજ આપે તેને આપણે કેવી રીતે બદલો આપવો? એના સંબંધમાં હજરત (સ૦)એ વહેવારૂ રીતે દાખલો બેસાડ્યો છે કે જે માણસે આપને કરજ આપ્યો તેને આપે કરજ પાછા વાળતાં મુદ્દલ રકમની સાથે કાંઈક વધારે અને કેટલાક સંજોગોમાં બમણું તમણું આપ્યું. હજરત (સ૦) ના એ દાખલા ઉપર મુસલમાનોએ અમલ કરીને દેખાડ્યો છે, અને બીજી કોઈ કોમમાં એની મિસાલ મળતી

નથી. કરજના બદલામાં આવી વગર શરતે જે વધારો આપવામાં આવે છે તે વ્યાજ નથી, કેમકે એ વધારો આપવો કરજદારના માથે બંધન કરતો હોતો નથી, બલ્કે એ તો એહસાનનો બદલો એહસાનથી વાળવાના હુકમ સમાન છે. વ્યાજની બાબતમાં જે નુકસાનીઓ સમાયલી છે તે એમાં નથી, કેમકે જો કરજ લેનારે કરજ લઇને લાભ મેળવ્યો હશે તો તે કરજને કાંઈ વધારા સાથે પાછો ફેરવશે, અને જો નુકસાન વેઠયું હશે તો નહિ આપશે. એ તે રીત છે જે સઘળા પ્રકારની નુકસાનીઓથી રહિત છે, અને એથી લેણદાર અને કરજદાર વચ્ચે ભાઇચારો અને વિશ્વાસ વધે છે, અને કોમને અસંખ્ય લાભ પહોંચે છે. આ છે ઇસ્લામની ફિલસુફી. જેઓ એની ઉપર ગોર કરશે તેઓને એમાં ઘણું જાણવાનું અને મહની વાતોનો પત્તો મળશે.

તમ્મત.

સુરત ખપાટીએ ચકલે તાસવાળાની પોળમાં લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રેસમા **મુલચંદ કસનદાસ** કાપડીયાએ છાપ્યું. અને **મીરઝા ઈબ્રાહીમ મીરઝા અહમદે** છપાવી સુરત–સોદાગર મોહલ્લામાંથી પ્રસીદ્ધ કર્યું.

એ ચોપડીનો પણ સઘળો નફો સુરતમાં મુસ્લીમ વિદ્યાર્થીઓ માટે કાયમ કરવામાં આવનાર દારૂલ ઈકામાને આપવામાં આવશે.

# જેહાદ અને ઈસ્લામ.

જેમાં

જેહાદના સંબંધમાં ઈસ્લામના હુકમો આપવામાં આવ્યા છે અને અંગ્રેજો તથા હિન્દની બીજી બાકીની કોમો મુસલમાનોના જંગ સંબંધી અભિપ્રાય અને જેહાદના સંબંધમાં કેટલીક ગેરસમજુતિઓ વગેરે છે તેને અને મલેક મોઅઝ્ઝમની સરકારને હિન્દના મુસલમાનો સાથે કેવો સંબંધ છે તેનો ખુલાસાવાર ફેંસલો આપવામાં આવ્યો છે.

એ ચોપડી થોડી મુદ્દતમાં છપાઈને બહાર પડશે. કીમત ૮ આના ટપાલ સાથે ૮॥ આના.

મળવાનું ઠેકાણું

**હકીમ અહમદ સઈદ બિન મૌલવી મહમૂદ,**

**દેશી દવાખાનું**

બગુપીર બજાર, **સુરત.**